# જંજીરને ઝણકારે

ચાંપશી વિ. ઉદ્દેશી



પ્રકાશક : સી. જમનાદાસની કંપની
બુકસેલર્સ અને પબ્લીશર્સ
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨

નવલકથા લખવાનો આ મારો પ્રથમ જ પ્રયાસ છે. એટલે એ લખવા માટેની સર્વ શક્તિઓ વિકાસ ન જ પામી હોય એ સ્વાભાવિક છે, પણ મારો મુળ હેતુ હૃદયના ભાવો સ્પષ્ટ કરવાનો જ છે અને એ પ્રકારનું આલેખન આ નવલ કથામાં કેટલે અંશે સફળ થયું છે તે વાંચનારે જ જોવું રહ્યું.

ભાષા બને તેટલી નિરાડંબરી ને સતત્ રાખવા યત્ન કર્યો છે. હું સરળ ભાષામાં માનનારો છું. એટલે ભાષાના આડંબરના પ્રદર્શનથી વેગળો જ રહ્યો છું.

જનસમાજ તરફથી આ નાના પુસ્તકને આવકાર મળશે તો ભવિષ્યમાં આથી વધુ સુંદર ને અસરકારક નવલકથા રજુ કરવાનો મારો નમ્ર ઇરાદો છે.

**મહા શિવરાત્રી**
સંવત ૧૯૮૨
તા. ૧૧—૨—૨૬

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી**

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

ગુજરાતી ભાષામાં કોઇ પણ પુસ્તકની ત્રીજી આવૃત્તિ થાય એ તે પુસ્તકના લેખક અને પ્રકાશક ઉભય માટે સૌભાગ્યની વાત ગણાય છે. આજ એ સૌભાગ્યની પ્રાપ્તિ માટે પ્રથમ કરૂણાનિધાન જગદીશ્વરનો અને તે પછી ગુજરાતી વાંચનાર આલમનો મારે આભાર માનવાનો છે.

આ ત્રીજી આવૃત્તિ મુંબઇની જાણીતા બુકસેલર્સ મેસર્સ સી. જમનાદાસની કંપનીએ પ્રકટ કરવાનું માથે લઈ મને ઉપકૃત કર્યો છે.

**કલકત્તા**
તા. ૨૨ સપ્ટેમ્બર ૧૯૨૯

**ચાંપશી વિ. ઉદેશી**

# અનુક્રમ


| પ્રકરણ | | |
|---|---|---|
| ૧ | જીતાએલાં | ૧ |
| ૨ | કિલ્લેદાર | ૭ |
| ૩ | રાજકુમારી વિજયવતી | ૧૨ |
| ૪ | નયનોની બલીહારી | ૧૭ |
| ૫ | આંસુનો ભેદ | ૨૩ |
| ૬ | વીરનું હૃદય | ૨૭ |
| ૭ | આત્માનો અવાજ | ૩૨ |
| ૮ | મારો દેશ ! | ૩૯ |
| ૯ | વૈરાગ્નિ | ૪૪ |
| ૧૦ | કિલ્લેદારની પત્નિ | ૫૧ |
| ૧૧ | દેશદ્રોહ કે હૃદયદ્રોહ ? | ૫૫ |
| ૧૨ | જયસિંહની મનોદશા | ૭૨ |
| ૧૩ | કપરો દંડ | ૭૭ |
| ૧૪ | સૌભાગ્યવતીને તીરે | ૮૦ |
| ૧૫ | રાજ્ય દંડ. | ૮૮ |
| ૧૬ | આદર્શ સ્નેહ | ૯૩ |
| ૧૭ | રામગઢના ગઢ બહાર | ૯૭ |
| ૧૮ | રાજકન્યા ! મનોદશા | ૧૦૦ |
| ૧૯ | રણરંગ | ૧૦૨ |
| ૨૦ | જય કે પ..જય | ૧૦૭ |

# જંજીરને ઝણકારે

## પ્રકરણ ૧ લું

### જીતાયેલાં

અજયગઢને આરે સોહામણી સંધ્યા ઢળી રહી હતી. કોઇ નિર્દોષ કુમારીકાના હૃદયની મધુર આશા સમા એ સંધ્યાના રંગો એ નગરના મકાનોની કોરને અને નગર બહારના વનમાંનાં વૃક્ષપત્રોને સોનેરી રંગથી રંગતા હતા.

અનંત વર્ષો વહેશે, પણ સંધ્યા ને ઉષા તો એ જ ! પરમાત્માની પરમ પ્રતિનિધિ પ્રકૃતિ ચીરકાળ સમાનભાવે જાય છે ને આવે છે.

આ એ યુગ હતો જ્યારે મનુષ્યો તલવારની ધાર પર સદૈવ પ્રાણને બાંધીને ફરતા. જીવનના એક પલ્લામાં મર્યાદા અને ટેક અને બીજા પલ્લામાં મૃત્યુ રાખતા. જીવતા તો જન્મસિદ્ધ હક્ક સાથે જીવતા, નહિ તો અતિ આનંદથી મૃત્યુને ભેટતા. અજયગઢની રજપુત પ્રજા એ રજપુતયુગના આદર્શ સમાન જણાતી હતી.

અજયગઢમાં શૌર્ય ને વીરત્વ સાથે કળા ને સહૃદયતાનો પણ નિવાસ હતો જ. તેનાં મકાનો કળાનાં નમુનારૂપ હતાં, તેની પ્રજા વીરત્વ ને સહૃદયતાની સ્થૂલ મૂર્તિ સમી જણાતી. ટુંકમાં જીવનને ઉચ્ચ બનાવનાર જે જે ભાવનાઓ માનવજીવનમાં હોવી ઘટે એ સવ થોડે કે વધુ અંશે આ નગરમાં જણાતી.

અને એ નગરનો રાજમહાલય શ્વેત સ્ફટિકનો જાણે મીણમાંથી કોતરેલો હોય તેવો જણાતો. તેની છત જાણે ગગનરાજ સાથે દિનરાત પ્રણયગોષ્ટી કરતાં ધરાતી જ ન હોય એવો આભાસ કરાવ.

ઝરૂખામાં અનેક વેળા ઉષાએ કે સંધ્યાએ રાજકન્યા વિજયવતી પોતાની દાસી સહિત ઉભેલી જણાતી.

અજયગઢનો રાજા સમરસિંહ વીરત્વ ને ટેકની સાક્ષાત્ મૂર્તિ સમો હતો. આજ બાસઠની વયે પણ તલવાર સાથેની મિત્રાચારી તેણે ઘટાડી ન્હોતી. બાર વર્ષ પહેલાં રાજરાણી કલ્યાણવતીના મરણ-સમાચારે અજયગઢની પ્રજાના હૃદય રડયાં હતાં. પ્રચંડકાય સમરસિંહે એકાંતમાં નાનાં બાળક પેઠે એ સમયે આંસૂ સાર્યાં હતાં.

એ સમયે સમરસિંહને સંતાનમાં પાંચ વર્ષની માત્ર એક જ પુત્રી હતી. આજ બાર વર્ષની ઉષા ને સંધ્યા વહ્યા બાદ એ રાજકન્યા વિજયવતી સત્તર વર્ષની હતી.

સમરસિંહનું વીરત્વ અને કલ્યાણવતીનું સૌંદર્ય; ઉભયે સપ્રમાણ સંમિશ્રણે વિજયવતીમાં વાસ કર્યો હતો. રજપુતોમાં પડદાનો રિવાજ હોવા છતાં માતૃહીના વિજયવતી તરફના અખૂટ વાત્સલ્યભાવને લીધે સમરસિંહે વિજયવતીને નાનપણથી જ ગમે ત્યાં ફરવા દીધી હતી. રાજમહાલયના ઉદ્યાનમાં જે રીતે તે સંકોચ વિના ફરતી તે જ રીતે નગરના રસ્તાઓમાં પણ ઘોડા પર સ્વારી કરીને, હાથમાં ભાલો લઇ, પ્રજાજનોની નજરમાં સાક્ષાત્ વીરતાની દેવી લાગતી એ ફરતી.

રાજમહાલયમાં કે તેના ઉદ્યાનમાં તો રાજકુટુંબીઓ કે ઉચ્ચ અધિકારીઓ જ પ્રવેશી શકતા. અનેક પ્રકારનાં વૃક્ષો, લતાઓ ને નિકુંજો એ ઉદ્યાનમાં કળાપૂર્વક અસ્તિત્વ ધરાવતાં જણાતાં. સ્થળે સ્થળે વિરામને અર્થે આરસનાં આસનો નજરે પડતાં. ઉષાનો ધીર ગંભીર વાયુ, કે સંધ્યાનો રમતિયાળ, પ્રમત્ત વાયુ વૃક્ષપુષ્પોની સુગંધને સંગ્રહી લઈ ઉદાર હસ્તે સારાય ઉદ્યાનમાં એ સુગંધને વેરતો.

ને આજ—આ સંધ્યા સમયે એ ઉદ્યાનના એક આરસના આસન પર એક રજપુત રમણી જાણે મનના કોઇ પ્રબળ ને વેગભર્યા

ભાવને અટકાવી રહી હોય, જાણે તેના હૃદયમાં કોઇ પ્રમત્ત વાવાઝોડું, કોઇ મહામન્થન ઉદ્‌ભવ્યું હોય એ ભાવે બેઠેલી જણાતી હતી. મુખ પર વિષાદ ને વિચારની છાયા ક્રમવાર જતી ને આવતી. કોઇ વાર મુખના સૌન્દર્યની રેખાઓ વચ્ચે વિષાદ કોઇ અવર્ણનીય રંગ પૂરી એ સૌન્દર્યને દ્વિગુણ કરતો.

સૌમ્યતા ને સપ્રમાણતા એ રમણીને અંગેઅંગે ને મુખ પર તરવરતાં. દેહ પરની શ્વેત ચુંદડી અવયવોના રંગમાં ભળી જઇ શ્વેત પ્રભાવથી કોઇ અનેરી પવિત્રતા જગાડતી. તેને સત્કારવા માટે, તેના પુજારી થવા માટે, એ સૌન્દર્યને પવિત્રતાના ઉપાસક થવા માટે માનવ હૃદય ઢળી પડતું ને એ હૃદયના શતશત ભાવ એ પવિત્રતાના ચરણ ચૂંમતા.

વધુ સમય નહિ થયો હોય ત્યાં એ રમણીએ ઉદ્યાનની વૃક્ષ-ઘટામાંથી એક રજપુત યુવાનને નીકળતો જોયો. જોતાં જ જાણે અનેક વર્ષથી વિખૂટાં પડેલ પિતાપુત્રી, પતિપત્ની, કે બે સખીઓ પાછી મળે ત્યારે જે ઉત્સુકતા તે ઉત્કટતા મનમાં જાગે તે એને હૃદયે જન્મી. તે અર્ધ ઉભી થઇ ને રજપુત યુવાન પાસે આવ્યો કે બોલી:—
"આવી કે પુષ્પા ?"

"ચૂપ !" તે યુવાને નાકે આંગળી મૂકી કહ્યું: "અહીં પુષ્પા નામથી ન બોલાવ. વૃક્ષો પર સણસણાટ કરી વહેતો વાયુ કદાચ એ ગુપ્ત વાત રાજમહેલમાં પહોંચાડે. પુષ્પસિંહ કહેતી જા."

"લે–બેત્રણ દહાડે માંડમાંડ મળ્યાં, ત્યાં તો શરૂઆતમાં જ તેં મને ધમકાવવા માંડી: ઠીક, હવે નહિ ભૂલું. પણ નવા શા સમાચાર છે ?"

બંધીવાનને—દાસને પોતાની મુક્તિ સિવાયના સર્વ સમાચાર સરખા જ છે, રમા ! રમા ! મારૂં હૃદય દિનરાત રડે છે. ક્યાં

ઝરૂખામાં અનેક વેળા ઉષાએ કે સંધ્યાએ રાજકન્યા વિજયંવતી પોતાની દાસી સહિત ઉભેલી જણાતી.

અજયગઢનો રાજા સમરસિંહ વીરત્વ ને ટેકની સાક્ષાત્ મૂર્તિ સમો હતો. આજ બાસઠની વયે પણ તલવાર સાથેની સિત્રાચારી તેણે ઘટાડી ન્હોતી. બાર વર્ષ પહેલાં રાજરાણી કલ્યાણવતીના મરણ-સમાચારે અજયગઢની પ્રજાના હૃદય રડયાં હતાં. પ્રચંડકાય સમરસિંહે એકાંતમાં નાનાં બાળક પેઠે એ સમયે આંસૂ સાર્યાં હતાં.

એ સમયે સમરસિંહને સંતાનમાં પાંચ વર્ષની માત્ર એક જ પુત્રી હતી. આજ બાર વર્ષની ઉષા ને સંધ્યા વહ્યા બાદ એ રાજકન્યા વિજયવતી સત્તર વર્ષની હતી.

સમરસિંહનું વીરત્વ અને કલ્યાણવતીનું સૌંદર્ય; ઉભયે સપ્રમાણ સંમિશ્રણે વિજયવતીમાં વાસ કર્યો હતો. રજપુતોમાં પડદાનો રિવાજ હોવા છતાં માતૃહીના વિજયવતી તરફના અખૂટ વાત્સલ્યભાવને લીધે સમરસિંહે વિજયવતીને નાનપણથી જ ગમે ત્યાં ફરવા દીધી હતી. રાજમહાલયના ઉદ્યાનમાં જે રીતે તે સંકોચ વિના ફરતી તે જ રીતે નગરના રસ્તાઓમાં પણ ઘોડા પર સ્વારી કરીને, હાથમાં ભાલો લઇ, પ્રજાજનોની નજરમાં સાક્ષાત્ વીરતાની દેવી લાગતી એ ફરતી.

રાજમહાલયમાં કે તેના ઉદ્યાનમાં તો રાજકુટુંબીઓ કે ઉચ્ચ અધિકારીઓ જ પ્રવેશી શકતા. અનેક પ્રકારનાં વૃક્ષો, લતાઓ ને નિકુંજો એ ઉદ્યાનમાં કળાપૂર્વક અસ્તિત્વ ધરાવતાં જણાતાં. સ્થળે સ્થળે વિરામને અર્થે આરસનાં આસનો નજરે પડતાં. ઉષાનો ધીર ગંભીર વાયુ, કે સંધ્યાનો રમતિયાળ, પ્રમત્ત વાયુ વૃક્ષપુષ્પોની સુગંધને સંગ્રહી લઈ ઉદાર હસ્તે સારાય ઉદ્યાનમાં એ સુગંધને વેરતો.

ને આજ—આ સંધ્યા સમયે એ ઉદ્યાનના એક આરસના આસન પર એક રજપુત રમણી જાણે મનના ક્રોધ પ્રબળ ને વેગભર્યાં

ભાવને અટકાવી રહી હોય, જાણે તેના હૃદયમાં કોઇ પ્રમત્ત વાવાઝોડું, કોઇ મહામન્થન ઉદ્‌ભવ્યું હોય એ ભાવે બેઠેલી જણાતી હતી. મુખ પર વિષાદ ને વિચારની છાયા ક્રમવાર જતી ને આવતી. કોઇ વાર મુખના સૌન્દર્યની રેખાઓ વચ્ચે વિષાદ કોઇ અવર્ણનીય રંગ પૂરી એ સૌન્દર્યને દ્વિગુણ કરતો.

સૌમ્યતા ને સપ્રમાણતા એ રમણીને અંગેઅંગે ને મુખ પર તરવરતાં. દેહ પરની શ્વેત ચુંદડી અવયવોના રંગમાં ભળી જઇ શ્વેત પ્રભાવથી કોઇ અનેરી પવિત્રતા જગાડતી. તેને સત્કારવા માટે, તેના પુજારી થવા માટે, એ સૌન્દર્યને પવિત્રતાના ઉપાસક થવા માટે માનવ હૃદય ઢળી પડતું ને એ હૃદયના શતશત ભાવ એ પવિત્રતાના ચરણ ચૂંમતા.

વધુ સમય નહિ થયો હોય ત્યાં એ રમણીએ ઉદ્યાનની વૃક્ષ-ઘટામાંથી એક રજપુત યુવાનને નીકળતો જોયો. જોતાં જ જાણે અનેક વર્ષથી વિખૂટાં પડેલ પિતાપુત્રી, પતિપત્ની, કે બે સખીઓ પાછી મળે ત્યારે જે ઉત્સુકતા તે ઉત્કટતા મનમાં જાગે તે એને હૃદયે જન્મી. તે અર્ધ ઉભી થઇ ને રજપુત યુવાન પાસે આવ્યો કે બોલી:–
"આવી કે પુષ્પા ?"

"ચૂપ !" તે યુવાને નાકે આંગળી મૂકી કહ્યું: "અહીં પુષ્પા નામથી ન બોલાવ. વૃક્ષો પર સણુસણાટ કરી વહેતો વાયુ કદાચ એ ગુપ્ત વાત રાજમહેલમાં પહોંચાડે. પુષ્પસિંહ કહેતી જા."

"બે–ત્રણ દહાડે માંડમાંડ મળ્યાં, ત્યાં તો શરૂઆતમાં જ તેં મને ધમકાવવા માંડી. ઠીક, હવે નહિ ભૂલું. પણ નવા શા સમાચાર છે ?"

બંધીવાનને—દાસને પોતાની મુક્તિ સિવાયના સર્વ સમાચાર સરખા જ છે, રમા ! રમા ! મારૂં હૃદય દિનરાત રડે છે. ક્યાં

"પિતા ન મળે તો તેનું વેર લેવાની પ્રતિજ્ઞા કર. શત્રુઓ જૂથ વચ્ચે પણ તારા હૃદયમાં જન્મભૂમિના ગૌરવનો દીપ જાગ રાખ ! તું સ્ત્રી છો, રજપુત સ્ત્રી છો, તારી માએ તને ધાવણ વીરત્વ જરૂર પાયું હશે. આજ નહિં તો કાલ—બે દિન પછી—વ પાંચ વર્ષે પણ તારા પિતાના મૃત્યુનું વેર લેવાની પ્રતિજ્ઞા કર એ અધમ સેનાપતિને તારા હૃદયપ્રાસાદની ઉંચી અગાસીએથી ન ફેંકી દે."

"હા ! હું તેમ કરવા યત્ન કરીશ—"

"યત્ન ? પ્રતિજ્ઞા નહિ ? જાતિકલંકિની ! દેશકલંકિની ! તારા જે સ્ત્રી ધરાવનાર રામગઢ પરાધીન થવાને જ યોગ્ય છે. હજી તું ય જ કરીશ ?"

"પુષ્પા ! તારાં આ વચનો ભભૂકતી જવાળા થઇ મારા હૃદ સ્પર્શતાં જાય છે, પણ કોણ જાણે અંતરમાંનું કોઇક જળ હોલવી નાખે છે."

"વાહ રે તારૂં જળ ! બાપને મારનાર અને સ્વદેશને પર બનાવનાર માટેના અભિશાપને બુઝાવનાર એ જ અભિશા તરફનો મોહ ?"

"પુષ્પા ! મને આટલી ન તરછોડ, હું એને ભૂલવા બનતું કરી એને ભૂલીશ ! એ મુખ, એ પ્રચંડ ને સુન્દર કાયા, એ વીરત્વ ! હ એ સર્વ ભૂલી જઇશ ! મને થોડો સમય દે, મને વિચારવા દે. હમ મારૂં હૃદય રડે છે. મને જવા દે. રાજકુમારી ઉઠી હશે ને મ માટે તપાસ કરશે તો કદાચ આ મેળાપનો ભેદ ખુલ્લો પડશે."

"ઠીક જા, ફરી મળજે. પણ યાદ રાખ કે હું પુરૂષવેષે છતાં તારા જેવી અબળા જ છું, પરંતુ મેં હૃદયમાંથી એક ક્ષ

માટે પણ દેશપ્રેમ વિસાર્યો નથી. જન્મભૂમિના ગૌરવની તુલનામાં અન્ય કોઈ સુખની લાલસા કરી નથી."

રમા ઉઠી, લથડતી ચાલી. પુષ્પાએ જોયું કે થોડેક દૂર ગયા બાદ તેણે પાલવ વડે આંસુ લૂછ્યાં, તે તેને વૃક્ષોની ઘટામાં અદૃશ્ય થતી જોઇ રહી.

તે મનમાં ગણગણીઃ "બિચારી રમા !"

ને તે જ વખતે બેઠકની પાછળની વૃક્ષઘટામાંથી એક પુરૂષનો આકાર નીકળી આવ્યો. તેને જોતાં જ પુષ્પા ચમકી ને બોલી ઉઠી "કોણ કિલ્લેદાર ?"

※

## પ્રકરણ ૨ જું.

### કિલ્લેદાર

"હા—કિલ્લેદાર." કિલ્લેદારે હસીને કહ્યું "મજાનો વેષ ભજવો છો—પણ અજયગઢમાં કંઇ બધા આંધળા નથી વસતા." પુષ્પા ઝંખવાઇ ગઈ. પોતે પુરૂષવેષમાં સ્ત્રી છે એ ભેદ કિલ્લેદાર જયસિંહે જાણી લીધો એ વિચારે તેનું હૃદય કંપી ઉઠ્યું. લડાઇમાં એ પુરૂષવેષે જ લઢી હતી ને પુરૂષવેષે જ કેદી થઇ હતી.

"તમારા અજયગઢના પુરૂષો આવા જ ધંધા લઇ બેઠા છે કે ? કોઇની ગુપ્ત વાત સાંભળવી એ જ તેમનું વીરત્વ છે કે ?"

"ને રામગઢની સ્ત્રીઓના એ જ ધંધા કે પુરૂષવેષે પરરાજ્યમાં ફરવું કેમ ?"

પુષ્પા ફરી નિરૂત્તર થઈ ગઇ. તેણે એકવાર કિલ્લેદાર સા જોયું. રાજા સમરસિંહના પરમ વિશ્વાસુ ને અજયગઢના એ

"ત્યારે હું જાઉં છું. પણ જો જો મારો ભેદ...."

"બેફીકર! એ ભેદ અને મારૂં શિર એક સાથે બાંધી રાખ્યાં છે–પ્રેમની જંજીરથી."

પુષ્પા ચાલી, જયસિંહ તેના દૂર જતા આકાર તરફ જોઈ રહ્યો ને મનમાંજ સ્હેજ મલકાયો.

❊

## પ્રકરણ ૩ જું

## રાજકુમારી વિજયવતી

ઉષાના સુવર્ણરંગી કિરણો અજયગઢના રાજમહેલને સ્પર્શતાં જ જડ રાજમહેલ જાણે ચેતન સ્વરૂપે પ્રકાશતો હોય તેમ જણાવા લાગ્યો. એ મહેલના ઝરૂખાઓ કોઇ યૌવનની શ્વેતરંગી સાડીમાં સોનેરી બુટ્ટાઓ ચમકતા જણાય તેમ ચમકવા લાગ્યા. આશા અને ઉલ્લાસ, ચેતન અને જીવન એ સ્ફાટિક મહેલને પત્થરે પત્થરે જાગી ઉઠયાં.

અજયગઢની પ્રજા માટે આજ આનંદનો દિવસ હતો. વીર સેનાપતિ અંબરે રામગઢના શત્રુરાજ્યનો પરાજય કર્યો હતો. આજ રાજા સમરસિંહ સેનાપતિને શિરપાવ આપવાના હતા. નગરના ચોકમાં વચ્ચે ઉભા કરેલ શમીયાણામાં, ભર પ્રજા વચ્ચે, સેનાપતિ અંબરની રાજા કદર કરનાર હતા.

અને એ સમસ્ત પ્રજા કરતાં પણ વધારે હર્ષમાં રાજમહેલની એક વ્યક્તિ હતી. રાજકુમારી વિજયવતી ન્હાનપણથી જ સેનાપતિ તરફ પક્ષપાતી હતી. પોતાનો પિતા એ વીરની સમસ્ત પ્રજા વચ્ચે પ્રશંસા કરશે એ વિચારે તે હર્ષઘેલી જેવી થઈ જતી હતી.

એ હર્ષ પાછળ એક અદ્રશ્ય ભાવ છૂપાયો હતો. જ્યારે જરેયા

સૂર્યના ગોળ આકારમાં તેણે સેનાપતિનું વીરત્વભર્યું અને તેજસ્વી મુખ જોયું, જાણે એ તેજ તેને આમંત્રણ આપતું હોય! જાણે એ આંખો અનેક અબોલ વાતો કરતી હોય! મહાપ્રતાપી મુખ પર જાણે સ્મિતરેખાઓ તરવરતી હોય ને એ જ રેખાઓ જાણે તેના હૃદયપટ પર સ્થાયીભાવે અંકાઇ જતી હોય!

જે ભાવથી દૂર રહેવા રમાએ નિશ્ચય કર્યો હતો તે બમણા આવેગથી તેના હૃદયને ઘેરવા લાગ્યો, તેણે સૂર્ય સામેથી મુખ ફેરવી લીધું, ઝળઝળીઆં આવી ગયેલ આંખોને એકવાર બે હાથે ઢાંકી દીધી, પણ ત્યાં તો કંઇક અવાજ સંભળાતાં:—

**પાછું ફેરી તેણે જોયું તો રાજકુમારી વિજયવતી!**

તેને જોતાં જ રમાને જણાયું કે એ કંઇક પૂછશે.

જાણે જીવનમાં આજ સૌથી વધારે આનંદનો દિવસ હોય એવો રાજકુમારીનો શણગાર હતો. હમણાં જ સ્નાન કરી આવેલ શ્વેતકાય ષોડશી સ્નિગ્ધકાયે ખીલી રહી હતી. દેહના પ્રતિ અંશમાંથી જુવાની, ઓજસ્વિતા ને સુંદરતા ઝરી પડતાં. ન્હાનપણથી જ વિજયવતી ઘોડા પર ચડતી, શિકારે જતી ને અનેક જાતની રમતગમતો કરતી. આ સર્વને પરિણામે તેની કાયા સુન્દર ને સબળ બની હતી. આજ ઉલ્લાસે એ સૌન્દર્ય ને સબળતામાં કોઇ નવો જ રંગ પૂર્યો.

શ્વેતરંગી દેહ પર આસમાની રંગની જરીયલ બુટ્ટાવાળી ઓઢણી સૌન્દર્યને શતધા વધારતી. હાથમાં સુન્દર સોનેરી કંકણો સૂર્યના પ્રકાશમાં દ્વિગુણ પ્રકાશી ઉઠતાં. હાથે મઢેલી સોનેરી રેખા જાણે રાજકુમારીના ઉલ્લાસનું સ્થૂલ સ્વરૂપ! લલાટ પાસેથી મોતીની સુંદર લટ ગુંથી હતી.

આછું સ્મિત વેરતી વિજયવતી રમા તરફ જોઇ રહી. રમાએ પણ બનાવટી સ્મિત કરી જવાબ વાળ્યો.

"કેમ–સૂરજથી કંઇ રીસામણાં લીધાં હતાં કે?" તેણે પૂછ્યું. "ના–ના–તાપ સહ્યો ન્હોતો જતો, એટલે પળવાર આંખો ઢાંકી દીધી હતી" રમાએ સ્હેજ અચકાતાં કહ્યું.

"પણ સૂરજ તે ક્યાંય છાબડે ઢંકાતો હશે?" વિજયવતી હસીને બોલી "પણ, ચાલ તૈયાર થા. આજે આપણે મંડપમાં જવું છે. મારી સાથે રહીશ તો ઓઝલ પડદો નહિ ચાલે. આજે તો સેનાપતિને...ત્હને ખબર છે ને આજે ઉત્સવ છે તે?"

"હા. પણ મારે શરીરે સારૂ નથી. હું આજ નહિ આવું." રમાએ હૃદયના વેગને મહા મહેનતે અટકાવતાં કહ્યું, કારણ તેનું હૃદય તો ત્યાં જવા માટે ધસી રહ્યું હતું.

"એ ન ચાલે–આવવું જ પડશે–અરે! પણ સમજી–તમારા રામગઢને સેનાપતિ જીતી લાવ્યો ને તમને બંદીવાન બનાવી લાવ્યો એટલે તમે તેના વિજયોત્સવમાં ભાગ કેમ લ્યો–એમ જ ને?

રમા નિરુત્તર રહી.

"ગાંડી તે ગાંડી જ. આ જગતમાં દુશ્મન કોણ ને મિત્ર કોણ? સૌ સરખાં જ. હું તને ક્યાં મારી શત્રુ ગણું છું કે દાસી યે ગણું છું? મને તો લાગે છે કે તું મ્હારી બ્હેન જ છે."

"તમારી કૃપા રાજકુમારી! પણ મને એ વાતની યાદ ન અપાવો. તમે તો મને સગી બ્હેન પેઠે રાખો છો, પણ મારા પિતાને હું ભૂલી શકતી નથી. તે જીવતા હશે કે મરી ગયા હશે એ જ વિચાર મને અસ્થિર કરી નાખે છે." રમાની આંખમાં આંસૂ આવ્યાં.

સૂર્યના ગોળ આકારમાં તેણે સેનાપતિનું વીરત્વભર્યું અને તેજસ્વી મુખ જોયું, જાણે એ તેજ તેને આમંત્રણ આપતું હોય! જાણે એ આંખો અનેક અબોલ વાતો કરતી હોય! મહાપ્રતાપી મુખ પર જાણે સ્મિતરેખાઓ તરવરતી હોય ને એ જ રેખાઓ જાણે તેના હૃદયપટ પર સ્થાયીભાવે અંકાઇ જતી હોય!

જે ભાવથી દૂર રહેવા રમાએ નિશ્ચય કર્યો હતો તે બમણા આવેગથી તેના હૃદયને ઘેરવા લાગ્યો, તેણે સૂર્ય સામેથી મુખ ફેરવી લીધું, ઝળઝળીઆં આવી ગયેલ આંખોને એકવાર બે હાથે ઢાંકી દીધી, પણ ત્યાં તો કંઇક અવાજ સંભળાતાં :—

**પાછું ફરી તેણે જોયું તો રાજકુમારી વિજયવતી!**

તેને જોતાં જ રમાને જણાયું કે એ કંઇક પૂછશે.

જાણે જીવનમાં આજ સૌથી વધારે આનંદનો દિવસ હોય એવો રાજકુમારીનો શણગાર હતો. હમણાં જ સ્નાન કરી આવેલ શ્વેતકાય ષોડશી સ્નિગ્ધકાયે ખીલી રહી હતી. દેહના પ્રતિ અંશમાંથી યુવાની, ઓજસ્વિતા ને સુંદરતા ઝરી પડતાં. ન્હાનપણથી જ વિજયવતી ઘોડા પર ચડતી, શિકારે જતી ને અનેક જાતની રમત-ગમતો કરતી. આ સર્વને પરિણામે તેની કાયા સુન્દર ને સબળ બની હતી. આજ ઉલ્લાસે એ સૌન્દર્ય ને સબળતામાં કોઇ નવો જ રંગ પૂર્યો.

શ્વેતરંગી દેહ પર આસમાની રંગની જરીયલ બુટ્ટાવાળી ઓઢણી સૌન્દર્યને શતધા વધારતી. હાથમાં સુન્દર સોનેરી કંકણો સૂર્યના પ્રકાશમાં દ્વિગુણ પ્રકાશી ઉઠતાં. હાથે મઢેલી સોનેરી રેખા જાણે રાજકુમારીના ઉલ્લાસનું સ્થૂલ સ્વરૂપ! લલાટ પાસેથી મોતીની સુન્દર લટ ગુંથી હતી.

આછું સ્મિત વેરતી વિજયવતી રમા તરફ જોઇ રહી. રમાએ પણ બનાવટી સ્મિત કરી જવાબ વાળ્યો.

"કેમ–સુરજથી કંઇ રીસામણાં લીધાં હતાં કે?" તેણે પૂછ્યું.
"ના–ના–તાપ સહ્યો ન્હોતો જતો, એટલે પળવાર આંખો ઢાંકી દીધી હતી" રમાએ સ્હેજ અચકાતાં કહ્યું.

"પણ સૂરજ તે ક્યાંય છાબડે ઢંકાતો હશે?" વિજયવતી હસીને બોલી "પણ, ચાલ તૈયાર થા. આજે આપણે મંડપમાં જવું છે. મારી સાથે રહીશ તો ઓઝલ પડદો નહિ ચાલે. આજે તો સેનાપતિને...ત્હને ખબર છે ને આજે ઉત્સવ છે તે?"

"હા. પણ મારે શરીરે સારૂ નથી. હું આજ નહિ આવું." રમાએ હૃદયના વેગને મહા મહેનતે અટકાવતાં કહ્યું, કારણ તેનું હૃદય તો ત્યાં જવા માટે ધસી રહ્યું હતું.

"એ ન ચાલે–આવવું જ પડશે–અરે! પણ સમજી–તમારા રામગઢને સેનાપતિ જીતી લાવ્યો ને તમને બંદીવાન બનાવી લાવ્યો એટલે તમે તેના વિજયોત્સવમાં ભાગ કેમ લ્યો–એમ જ ને?

રમા નિરૂત્તર રહી.

"ગાંડી તે ગાંડી જ. આ જગતમાં દુશ્મન કોણ ને મિત્ર કોણ? સૌ સરખાં જ. હું તને ક્યાં મારી શત્રુ ગણું છું કે દાસી યે ગણું છું? મને તો લાગે છે કે તું મ્હારી બ્હેન જ છે."

"તમારી કૃપા રાજકુમારી! પણ મને એ વાતની યાદ ન અપાવો. તમે તો મને સગી બ્હેન પેઠે રાખો છો, પણ મારા પિતાને હું ભૂલી શકતી નથી. તે જીવતા હશે કે મરી ગયા હશે એ જ વિચાર મને અસ્થિર કરી નાખે છે." રમાની આંખમાં આંસૂ આવ્યાં.

"રમા! ધીરી પડ–આંસૂ ન સાર. હું છૂપી રીતે તારા પિતાની શોધ કરાવીશ. તારી મરજી થશે તો તને તારે દેશ મોકલીશ. તને રોતી જોઇ મારૂં હૈયું છાનુંછાનું રડે છે."

"કુમારી! જગત આખું તમારા જેવું હોય તો? પણ ના એમ નથી. નિષ્ઠુર માનવો જે ધરતી મહાન જગતપિતા પરમાત્માની છે તે ધરતીના એક નાના શા અંશ માટે લોહીની નદી વહેવડાવે છે. સ્વબાંધવનાં ગળાં કાપે છે, અને તેમનું એ વર્તન જગત 'વીરતા' ને નામે ઓળખાય છે."

"એ બાબત પર આપણે પછી વાત કરીશું, ચાલ આંસૂ લુછી નાંખ. વખત થવા આવ્યો છે. ઉત્સવમાં ચાલ એટલે મન હલકું થશે."

એમ કહી તેણે રમાનો હાથ ખેંચ્યો. રમાએ બીજા હાથની હથેલીથી આંસૂ લુછી નાખ્યાં. રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું "રમા! તારા વિના મારાથી એક ડગલું આગળ ન ભરાય. મેં તને કહ્યું કે હું તને તારે દેશ મોકલી દઇશ તે ખોટું હોં. મને તો તારા વિના ન ચાલે. તને મોકલી દઉં તો મારી 'રમા' હું ક્યાંથી લાવું?"

રમા ગંભીર જ હતી. કોઇ અકથ્ય લાગણી તેના હૃદય પર હલ્લો કરી રહી હતી. નિરાશા અને રાજકુમારીના પ્રેમભર્યાં વચનો, સેનાપતિ પ્રતિ હોવો જોઇતો કુદરતી તિરસ્કાર અને તેના પ્રતિ પોતાના હૃદયમાં જન્મેલી કોઇ ગહન વૃત્તિ; એ ઉભય વચ્ચે તેનું હૃદય ઝોલાં ખાતું હતું.

ત્યાં એક દાસી આવી; નમન કર્યું, ને બોલી "રાજકુમારી પિતાજીએ કહાવ્યું છે કે શામીયાણામાં ચાલો."

"ચાલ રમા! વખત થઇ ગયો" કહી રાજકુમારી રમાને અંદર ખેંચી ગઇ.

જવું-ન જવું એ ગડમથલમાં રમા હતી, પણ રાજકુમારી છોડે તેમ ન હતી. તે મુંગે મોઢે તાબે થઇ. મનમાં સંકલ્પ કર્યો કે 'જવાથી શું? એ સેનાપતિને હું નહિ જોઉં; આંખો નિચી જ ઢાળી રાખીશ, કાન બંધ રાખીશ; હૃદયશૂન્ય થઈ જઇશ.'

અને એ રીતે ગાંઠ વાળી તે વિજયવતિ સાથે જવા તત્પર થઇ.



## પ્રકરણ ૪ થું

## નયનોની બલિહારી

અજયગઢના ચોકની વચ્ચોવચ્ચ ઉભા કરેલ લાલ કપડાના શમીયાણા હેઠળ પ્રજાજનો ભેગા થતા જતા હતા. રાજ્યના સર્વશ્રેષ્ઠ વીર સેનાપતિ અંબરને નિહાળવા પ્રજાજનો અધીર બન્યા હતા. સૂર્ય ઉગતાંજ લોકો ભેગા થવા લાગ્યા. સૌ પોતપોતાના મોભા પ્રમાણે આગળ કે પાછળ જગ્યા લેતા.

અંતે વીર અંબર પણ આવ્યો અને રાજસિંહાસનની ડાબી બાજુના એક આસન પર બેઠો. પ્રજાએ હર્ષનાદથી તેને વધાવ્યો.

ત્યાં તો નેકી પોકારાઇ. "અજયગઢાધિપતિ મહારાજા સમરસિંહનો જય હો" એ અવાજ પ્રજાજનોને કર્ણપટે અથડાયો. મહારાજા સમરસિંહ આવ્યા. સર્વ ઉભા થયા ને રાજા રાજસિંહાસને બેઠા પછી બેઠા.

રાજાએ રાજકુમારીને તેડી લાવવા કહેણ મોકલ્યું અને રાજકુમારી આવે તે દરમ્યાન ભાટે રાજા સમરસિંહના ગુણ નીચેના કવિત્તથી ગાયા:—

"રમા! ધીરી પડ—આંસૂ ન સાર. હું છૂપી રીતે તારા પિતાની શોધ કરાવીશ. તારી મરજી થશે તો તને તારે દેશ મોકલીશ. તને રોતી જોઇ મારૂં હૈયું છાનુંછાનું રડે છે."

"કુમારી! જગત આખું તમારા જેવું હોય તો? પણ ના એમ નથી. નિષ્ઠુર માનવો જે ધરતી મહાન જગતપિતા પરમાત્માની છે તે ધરતીના એક નાના શા અંશ માટે લોહીની નદી વહેવડાવે છે. સ્વબાંધવનાં ગળાં કાપે છે, અને તેમનું એ વર્તન જગતમાં 'વીરતા' ને નામે ઓળખાય છે."

"એ બાબત પર આપણે પછી વાત કરીશું, ચાલ આંસૂ લુછી નાંખ. વખત થવા આવ્યો છે. ઉત્સવમાં ચાલ એટલે મન હલકું થશે."

એમ કહી તેણે રમાનો હાથ ખેંચ્યો. રમાએ બીજા હાથની હથેલીથી આંસૂ લુછી નાખ્યાં. રાજકુમારીએ હસતાં હસતાં કહ્યું "રમા! તારા વિના મારાથી એક ડગલું આગળ ન ભરાય. મેં તને કહ્યું કે હું તને તારે દેશ મોકલી દઇશ તે ખોટું હોં. મને તો તારા વિના ન ચાલે. તને મોકલી દઉં તો મારી 'રમા' હું ક્યાંથી લાવું?"

રમા ગંભીર જ હતી. કોઇ અકથ્ય લાગણી તેના હૃદય પર હલ્લો કરી રહી હતી. નિરાશા અને રાજકુમારીના પ્રેમભર્યાં વચનો, સેનાપતિ પ્રતિ હોવો જોઇતો કુદરતી તિરસ્કાર અને તેના પ્રતિ પોતાના હૃદયમાં જન્મેલી કોઇ ગહન વૃત્તિ; એ ઉભય વચ્ચે તેનું હૃદય ઝોલાં ખાતું હતું.

ત્યાં એક દાસી આવી; નમન કર્યું, ને બોલી "રાજકુમારી પિતાજીએ કહાવ્યું છે કે શમીયાણામાં ચાલો."

"ચાલ રમા! વખત થઇ ગયો" કહી રાજકુમારી રમાને અંદર ખેંચી ગઇ.

જવું–ન જવું એ ગડમથલમાં રમા હતી, પણ રાજકુમારી છોડે તેમ ન હતી. તે મુંગે મોઢે તાબે થઇ. મનમાં સંકલ્પ કર્યો કે 'જવાથી શું ? એ સેનાપતિને હું નહિ જોઉં; આંખો નિચી જ ઢાળી રાખીશ, કાન બંધ રાખીશ; હૃદયશૂન્ય થઈ જઇશ.'

અને એ રીતે ગાંઠ વાળી તે વિજયવતિ સાથે જવા તત્પર થઇ

*

## પ્રકરણ ૪ થું

## નયનોની બલિહારી

અજયગઢના ચોકની વચ્ચોવચ્ચ ઉભા કરેલ લાલ કપડાના શમીયાણા હેઠળ પ્રજાજનો ભેગા થતા જતા હતા. રાજ્યના સર્વશ્રેષ્ઠ વીર સેનાપતિ અંબરને નિહાળવા પ્રજાજનો અધીર બન્યા હતા. સૂર્ય ઉગતાંજ લોકો ભેગા થવા લાગ્યા. સૌ પોતપોતાના મોભા પ્રમાણે આગળ કે પાછળ જગ્યા લેતા.

અંતે વીર અંબર પણ આવ્યો અને રાજસિંહાસનની ડાબી બાજુના એક આસન પર બેઠો. પ્રજાએ હર્ષનાદથી તેને વધાવ્યો.

ત્યાં તો નેકી પોકારાઇ. "અજયગઢાધિપતિ મહારાજા સમરસિંહનો જય હો" એ અવાજ પ્રજાજનોને કર્ણપટે અથડાયો. મહારાજા સમરસિંહ આવ્યા. સર્વ ઉભા થયા ને રાજા રાજસિંહાસને બેઠા પછી બેઠા.

રાજાએ રાજકુમારીને તેડી લાવવા કહેણ મોકલ્યું અને રાજકુમારી આવે તે દરમ્યાન ભાટે રાજા સમરસિંહના ગુણ નીચેના કવિત્તથી ગાયા:—

અગ્નિકો કાલ અતિ દિન જો કરાલ ભયો,
બસ્તીનકો ઢાલ ભયો, હમરો સરતાજ હૈ,
નદીયન કે પૂરસો ચકચૂર હૈ સમરમેં જો,
રૈયતકો નૂર ભયો, સાર્યો સબ કાજ હૈ,
વીરતાકો દૂત માનો રાજપૂત હૈ સપૂત,
તાર્યો સબ કુલ ઐસો મેરો મહારાજ હૈ,
કહત હૂ મૈં ઇતનો હી જગમેં હૈ પ્રભુરાજ્ય,
ઐસો હી અજયગઢમેં તેરો નૃપ ! રાજ હૈ

"આજ મારાં નહિ, વીરતાની સાક્ષાત મૂર્તિ સમા સેનાપતિ અંબરના ગુણગાન ગાઓ" રાજાએ કહ્યું.

"જેવી મહારાજની આજ્ઞા" કહી ભાટે ફરી શરૂ કર્યું:—

ધ્રુવ સો ગંભીર ઓર સમરમેં હૈ અતી ધીર,
અંબર વો નરવીર બસ્તીનકો પ્રાણ હૈ.
જાકી બીરતા અપાર દેશકો બડો શ્રૃંગાર.
શત્રુ ન કો બાર બાર છીન લીયો પ્રાણ હૈ;
ગાય તોરી કિરત અબ અજયગઢકો સારો ગઢ;
તારે ગુન પઢ પઢ કર રૈયત ગુલ્તાન હૈ
કહત હૂ યે દાસ તેરો ત્રાસ કીયો શત્રુનકો,
અજયગઢકે ચંદ્ર જેસો તેરો અબ માન હૈ.

"વાહ વાહ વાહ વાહ" એવો ચારે તરફથી અવાજ નીકળ્યો,

અંબર નીચુ જોઇ રહ્યો. આજ સારી પ્રજા તેને અંતરથી વધાવી રહી હતી.

એટલામાં રાજકુમારી, તેની પાછળ રમા ને બીજી બે દાસીઓ એમ ચાર જણા આવી પહોંચ્યાં.

અપુત્ર રાજા સમરસિંહ પોતાને જમણે હાથે રાજકુમારીને બેસાડતો.

રાજકન્યા હંસગતિથી ઉલ્લાસભરી આવી—સેનાપતિ પ્રતિ એક દૃષ્ટિ ફેંકી, પણ અંબર નીચું જોઇ રહ્યો હતો.

તે ધીરેથી સિંહાસન પાસે આવી. આજ અંબરને વધાવતી પ્રજા તેને અતિ પ્રિય લાગી. દેવને મળવા જાણે ભક્ત જનો હોય એ ભાવે તે પગથીઉં ચઢી ને અંતે રાજાની જમણી બાજુએ આવીને બેઠી.

રમા રાજકુમારીના આસન પાછળ ઉભી રહી. તે પછી રાજા સમરસિંહે બોલવું શરૂ કર્યું:—

"પ્રજાજનો ! તમે સારી પેઠે જાણો છો કે આપણા રાજ્યના સેનાપતિ અંબરે અતિ વીરતાપૂર્વક રામગઢના રાજાને હરાવી વિજય મેળવ્યો છે, તેને અભિનંદન આપવા તમે સૌ અહિ આવેલા છો. અંબરે આપણ સર્વને બચાવ્યા છે, કારણ કે જો શત્રુની જીત થાય તો આપણી આજ કેવી દશા હોત તેની કલ્પના તમે કરી શકશો. અંબર વીર છે. રાજભક્તિ છે અને રાજા તથા પ્રજાનો પ્રાણ સમાન છે. આ સર્વ કારણથી હું તેને આ રત્નજડિત તલ્વાર ભેટ આપું છું, અને એ આપતાં તેને યાદ દેવડાવું છું કે તે આ તલ્વારને સદાય જાગતી ને પાણીદાર રાખે."

અંબર આ સર્વ ઉભો થઇ નીચું જોઇ સાંભળી રહ્યો હતો. હવે તે પગથીઆં ચઢી રાજા આગર આવ્યો.

રાજાએ પાસે ઉભેલા ચોકીદારના હાથમાંની થાળીમાંની તલ્વાર ઉપાડી પોતાને હાથે અંબરના હાથમાં મૂકી.

અંબરે નમન કરી તલવાર લીધી, ને પછી ઉંચું જોયું, રાજા, રાજકુમારી ને રમા એ ત્રણે તરફ એક પછી એક સ્હેજ નજર ફેંકી.

રમાએ આવી મોટી સભા કદી જોઇ ન્હોતી. તેનું શરીર કંપતું હતું–દેશાભિમાન કચડાતું હતું–પુષ્પાના શબ્દો કાનમાં રણકારા કરી હૃદયમાં વીંછીની પેઠે ડંખી રહ્યા હતા. તે નીચું જ જોઇ રહી હતી, પણ અંબરે તલ્વાર લીધી તે વખતે કોણ જાણે કેમ તેનાથી ઉંચું

જોવાઇ ગયું–પ્રતિજ્ઞા યાદ ન રહી–ને તેની અને અંબરની આંખો મળી !

અંબરની એ આંખોમાં શું હતું ? વિરતાની પાછળ સહાનુભૂતિ ને સમભાવનો અતી ધીર, ગંભિર સાગર ! ચપળતાની પાછળ દયા ને નમ્રતાનો અમૃતભર્યો ભંડાર ! તેજસ્વિની પાછળ આદર અને અનુકંપાની શીતળ શાંતિભરી છાયા !

**અને અંબર સ્થિર થઈ ગયો ! હાથમાંની તલવાર હાથમાં જ રહી ગઇ !** આ બંદિવાન રમણી આટલી સુંદર તેને કદી જણાઇ ન્હોતી. આજ તેના મુખ ઉપર સૌમ્યતાની રેખાઓ તરવરી રહી હતી. આંખમાંનું તેજ જાણે હૃદયની વાત હમણાં બહાર કાઢશે એમ જણાતું. અંબરે આજ એક વસ્તુ મેળવી ને એક ખોઈ–પ્રજાજનોનું અભિનન્દન મેળવ્યું ને પોતાનું હૃદય ખોયું !

રાજકુમારીએ આ જોયું અંબરની આંખોમાં કંઇક રહસ્ય છૂપાવેલું જોયું. તેનું આનંદિત હૃદય એકાએક ગ્લાનિ પામ્યું. શું અંબર રમાને–આ બદીવાન કરી આણેલી દાસીને–ચ્હાતો હશે ?

“ રાજન્ ! ” અંબરે તરત જ આંખો ફેરવી લઇ કહ્યું : “ આ તલ્વાર અજયગઢની આખી પ્રજા મને સમર્પે છે. એનું પાણી હું કેમ ઘટવા દઉં ? આજ સમસ્ત પ્રજા સન્મુખ પ્રતિજ્ઞા લઉં છું. “મારા પ્રાણ જાય તોયે આ તલ્વારની લાજ હું નહિ ખોઉં ”

પણ ત્યાં તો એક દૂતે દોડતા આવી એ મહાસભામાં પ્રવેશ કર્યો. “ મહારાજનો જય થાઓ ! ખબર મળ્યા છે કે રામગઢના રાજા રામસિહ ફરી સૈન્ય એકત્ર કરી આપણા પર ચઢી આવે છે. કાલ સવાર સુધી તો આપણા નગરના દરવાજા બહાર આવી પહોંચશે એમ જણાય છે.”

આખી સભા આ સાંભળી સ્તબ્ધ થઇ ગઇ. રમાના આખા દેહમાં એક ઝણઝણાટી વછૂટી, રાજાનાં નેત્રો રક્તવર્ણ થયાં.



અંબર સ્થિર થઇ ગયો ! હાથમાંની તલવાર હાથમાં જ રહી ગઇ !

"એમ? ત્યારે-વીરો ! થાઓ ફરી વાર તૈયાર અને તમારી તલ્વારનો સ્વાદ ફરી એક વાર દુસ્મનોને ચખાડો."

પળવારમાં સેંકડો તલ્વારો મ્યાનમાંથી નીકળી અને ઉંચે ચમકી રહી. એ સર્વના ચળકાટથી સભામંડપમાં વિજળી ચમકી રહી હોય એવો આભાસ થવા માંડ્યો.

રમા ગાભરી બની-શું પાછી લડાઇ થશે? પોતાના દેશના વતનીઓ સાથે આ અજયગઢવાસીઓ શું પાછા લડશે?

રાજકુમારીએ સેનાપતિ સામે જોયું, તે વીર ધીર અને ગંભીર ભાવે સ્તબ્ધ ઉભો હતો. તે હવે બોલ્યો: "રાજન્! આજ્ઞા આપો! અમે પ્રાણ અને દેશાભિમાન એક જ મુઠ્ઠીમાં બાંધી ફરીએ છીએ. અમારી સ્વતંત્રતા માટે અમારી તલ્વાર સદા જાગતી જ છે. દેશ માટે હોમાવું એ પરમ સુખ છે-આજ્ઞા આપો, રાજન્! અને તમારા અંતરની આશીષ વરસાવો."

"પિતા!" રાજકુમારીએ અતી ઉત્સુકતાથી પૂછ્યું: "આ વખતે કોણ સેનાપતિ થશે?"

"પ્રજા જેને નીમશે તે" સમરસિંહે કહ્યું અને પછી સભા તરફ ફરીને પૂછ્યું "પ્રજાજનો! સૈનિકો! તમે કોને સેનાપતિ નીમવા ઇચ્છો છો?"

"અંબરને-અંબરને" એક સાથે અનેક સ્થળેથી અવાજ સંભળાયો.

"ઉત્તમ વાત છે." રાજાએ કહ્યું: "અંબર! અજયગઢના અજીત વીર! જા, તૈયાર થા! મારા તને આશીષ છે કે આ વખતે પણ તું વિજયવંત થઈ પાછો ફર અને તારા દેશનું ગૌરવ વધાર. આ તલ્વાર, જે તને અજયગઢની પ્રજાએ પોતાના રક્ષણ માટે સોંપી છે, તેનો પ્રથમ ઉપયોગ બહુ સારી રીતે તું કરીશ એવી પ્રજાને આશા છે. વિજયવતી! ઉઠ અને અંબરને પુષ્પ માળા પહેરાવ."

રાજકુમારી કંપતી કંપતી ઉઠી. રમાની પાસે ઉભેલી એક અન્ય દાસીના હાથમાંથી ફુલની માળા લીધી. હાથ કંપતા હતા—હૃદય તેથી યે વધારે કંપતું હતું. પગમાં એક ડગલું આગળ ભરવાની શક્તિ નહોતી!

તેણે હૃદયબળ એકત્ર કર્યું. અંબર પ્રતિ બની શકે તેટલો સમભાવ ફરી વાર એકઠો કર્યો ને આગળ વધી અંબરના ગળામાં માળા પહેરાવી.

"જય હો—સેનાપતિ અંબરનો જય હો" એ અવાજથી આખો મંડપ ગાજી રહ્યો.

એ મહાન કોલાહલમાં અંબરે પુન. એક વાર રમા પ્રતિ જોયું, અને કોઇ ન જાણે તેમ એક નિશ્વાસ નાખ્યો. રમાએ અચાનક સામે જોયું અને અંબરને નિશ્વાસ નાખતો દીઠો. તે ગભરાઇ ગઇ—તેનું હૃદય રડી રહ્યું. પ્રણય અને દેશાભિમાન વચ્ચે તેના હૃદયમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું.

"અંબર! વિજયવંત થાઓ ને અમર કીર્તિને વરો" રાજકન્યાએ સ્હેજ કંપિત સ્વરે કહ્યું.

"કુમારી! ઉપકાર" અંબર એટલુંજ બોલી શક્યો. વિજયવતી પાછી વળી આસન પર બેઠી.

"ત્યારે તૈયારી કરો" રાજાએ કહ્યું: "અને અંબરની સરદારી હેઠળ આજે સાંજે જ કુચ કરી નગર બહાર શત્રુઓનો ભેટો કરો. આપણે બાયલા નથી કે કિલ્લામાં ભરાઇ રહીએ. આજની સભા હવે પૂરી થાય છે."

સર્વ ઉભા થઈ ગયા, અને એક પછી એક મંડપ બહાર નીકળવા લાગ્યા. સૈનિકોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો હતો.

મંડપ ખાલી થતો ગયો. રાજા સમરસિંહ ધીરે ધીરે પગથીઆં ઉતર્યા. તેની પાછળ રક્ષકો ચાલ્યા.

અંબર ગહન વિચારમાં હતો. તેણે એ વિચારનિદ્રામાંથી સાવધ થઇ હવે પગલાં માંડી ચાલવા માંડ્યું. વિજયવતી ને રમા તેની પાછળ જ હતાં.

રમાને માથામાં ચક્કર આવતા હતાં. પોતે શું સાંભળ્યું, શું જોયું એ વિચારે તે અર્ધમૂર્છિત જેવી થઇ ગઇ. આખો સભામંડપ ગોળ ફરતો લાગ્યો. રાજકુમારી તેના તરફ જોઈ તેની હાંસી કરતી હોય એવો ભાસ થયો. અંબર ફરડી આંખે જાણે ઠપકો આપતો હોય એવું તને લાગ્યું.

એકાએક અંબર ચાલતો અટકી ગયો અને છેલ્લી વાર રમાને જોઇ લેવા પાછળ એક નજર નાખી. રમાની ને તેની આંખો મળી; પણ ત્યાં તો "અંબર!" કહેતી રમા મૂર્છિત થઇ સભામંડપના ગાલીચા પર ઢળી પડી!

*

## પ્રકરણ ૫ મું
## આંસૂનો ભેદ

રાજમહેલમાંના પોતાના ઓરડામાં રાજકુમારી વિજયવતી એક વિરામાસન પર કોઈ ઊંડા વિચારમાં બેઠી હતી. ઘડીકમાં તેના મુખ પર રતાશ ધાઇ આવતી ને ઘડીકમાં આંખો ક્રોધભરી વક્ર થતી. તે મનમાં જ વિચારતી હતીઃ—

"ના, એમાં કંઇ સંદેહ નથી. મૂર્છા પામતી વખતે રમા "અંબર" એ જ શબ્દ બોલી હતી. સભામાં અંબરનો ભાવ જૂદો જ હતો. રમા તરફ છૂપી નજર નાખતાં મેં એને જોયો હતો. અંબર! અંબર! આવું દુઃસાહસ! આવું વિચારહીન કાર્ય? એ બદામની એક ક્ષુદ્ર દાસી પ્રત્યે પ્રેમભાવ! ના–ના–એ ન જ બને, બાલ્યકાળથી જેના પ્રત્યેના મારા પ્રેમને હું મારા હૃદયમાં

રાજકુમારી કંપતી કંપતી ઉઠી. રમાની પાસે ઉભેલી એક અન્ય દાસીના હાથમાંથી ફુલની માળા લીધી. હાથ કંપતા હતા–હૃદય તેથી યે વધારે કંપતું હતું. પગમાં એક ડગલું આગળ ભરવાની શક્તિ નહોતી!

તેણે હૃદયબળ એકત્ર કર્યું. અંબર પ્રતિ બની શકે તેટલો સમભાવ ફરી વાર એકઠો કર્યો ને આગળ વધી અંબરના ગળામાં માળા પહેરાવી.

"જય હો–સેનાપતિ અંબરનો જય હો" એ અવાજથી આખો મંડપ ગાજી રહ્યો.

એ મહાન કોલાહલમાં અંબરે પુનઃ એક વાર રમા પ્રતિ જોયું, અને કોઇ ન જાણે તેમ એક નિશ્વાસ નાખ્યો. રમાએ અચાનક સામે જોયું અને અંબરને નિશ્વાસ નાખતો દીઠો. તે ગભરાઇ ગઇ–તેનું હૃદય રડી રહ્યું. પ્રણય અને દેશાભિમાન વચ્ચે તેના હૃદયમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું.

"અંબર! વિજયવંત થાઓ ને અમર કીર્તિને વરો" રાજકન્યાએ સ્હેજ કંપિત સ્વરે કહ્યું.

"કુમારી! ઉપકાર" અંબર એટલુંજ બોલી શકયો. વિજયવતી પાછી વળી આસન પર બેઠી.

"ત્યારે તૈયારી કરો" રાજાએ કહ્યું: "અને અંબરની સરદારી હેઠળ આજે સાંજે જ કુચ કરી નગર બહાર શત્રુઓનો ભેટો કરો. આપણે બાયલા નથી કે કિલ્લામાં ભરાઇ રહીએ. આજની સભા હવે પૂરી થાય છે."

સર્વ ઉભા થઈ ગયા, અને એક પછી એક મંડપ બહાર નીકળવા લાગ્યા. સૈનિકોમાં અપૂર્વ ઉત્સાહ ફેલાયો હતો.

મંડપ ખાલી થતો ગયો. રાજા સમરસિંહ ધીરે ધીરે પગથીઆં ઉતર્યા. તેની પાછળ રક્ષકો ચાલ્યા.

અંબર ગહન વિચારમાં હતો. તેણે એ વિચારનિદ્રામાંથી સાવધ થઇ હવે પગલાં માંડી ચાલવા માંડયું. વિજયવતી ને રમા તેની પાછળ જ હતાં.

રમાને માથામાં ચક્કર આવતા હતાં. પોતે શું સાંભળ્યું, શું જોયું એ વિચારે તે અર્ધમૂર્છિત જેવી થઇ ગઇ. આખો સભામંડપ ગોળ ફરતો લાગ્યો. રાજકુમારી તેના તરફ જોઈ તેની હાંસી કરતી હોય એવો ભાસ થયો. અંબર ફરડી આંખે જાણે ઠપકો આપતો હોય એવું તને લાગ્યું.

એકાએક અંબર ચાલતો અટકી ગયો અને છેલ્લી વાર રમાને જોઇ લેવા પાછળ એક નજર નાખી. રમાની ને તેની આંખો મળી; પણ ત્યાં તો "અંબર!" કહેતી રમા મૂર્છિત થઇ સભામંડપના ગાલીચા પર ઢળી પડી!

*

## પ્રકરણ ૫ મું

### આંસૂનો ભેદ

રાજમહેલમાંના પોતાના ઓરડામાં રાજકુમારી વિજયવતી એક વિરામાસન પર કોઈ ઉંડા વિચારમાં બેઠી હતી. ઘડીકમાં તેના મુખ પર રતાશ ધાઇ આવતી ને ઘડીકમાં આંખો ક્રોધભરી વક્ર થતી. તે મનમાં જ વિચારતી હતીઃ—

"ના, એમાં કંઇ સંદેહ નથી. મૂર્છા પામતી વખતે રમા "અંબર" એ જ શબ્દ બોલી હતી. સભામાં અંબરનો ભાવ જૂદો જ હતો. રમા તરફ છૂપી નજર નાખતાં મેં એને જોયો હતો. અંબર! અંબર! આવું દુઃસાહસ! આવું વિચારહીન કાર્ય? એ બદામની એક ક્ષુદ્ર દાસી પ્રત્યે પ્રેમભાવ! ના–ના–એ ન જ બને, બાલ્યકાળથી જેના પ્રત્યેના મારા પ્રેમને હું મારા હૃદયમાં

પોષતી આવી છું એ અંબરને એક દાસીના પ્રેમપાશમાં બદ્ધ થવા દઉં ? નહિ, અંબર મારો જ છે. રાજકુમારી વિજયવતી અંબરની પૂજારણ છે, અન્ય કોઇનો ઇષ્ટદેવ એ નહિ જ થઇ શકે–"

પણ તેની વિચારમાળા તૂટી, કારણ તેણે સામેથી રમાને આવતી જોઈ.

"આવ રમા, હું તારો જ વિચાર કરતી હતી."

"મારો ?" રમાએ કૃત્રિમ આશ્ચર્યભાવ ધારણ કરી પૂછ્યું.

"હા, કારણ કે હમણાં જ ખબર આવ્યા છે કે તારા રામગઢવાસી સૈનિકો હાર્યા છે ને અમારી જીત થઇ છે."

"મારા પિતા! મારા પિતા !" રમા અર્ધમૂર્ચ્છામાં હોય તેમ બોલી.

"કિન્તુ રમા! સેનાપતિ વિના એ ન થાત" વિજયવતીએ કહ્યું.

"અવશ્ય" રમાથી બોલાઇ ગયું.

"તે પ્રચંડકાય મહાવીર અંબર દેખાવમાં અતી સુંદર છે, નહિ વારૂ ?" વિજયવતી રમા સામું એકીટશે જોઇ રહી. રમાથી એ નજર ઝીલી શકાઇ નહિ. રાજકુમારીની એ નજરમાં છૂપો માર હતો એમ તેને લાગ્યું. તેણે આંખો નીચી ઢાળી કહ્યુ "હશે."

"પણ તને ખબર છે રમા ! આ વખતની જીત માટે અજયગઢને ઘણી મોંઘી કિંમત આપવી પડી છે. અમે અમારા રાજ્યના સ્થંભરૂપ, પ્રજાના અડગ રક્ષણહાર સેનાપતિને આ યુદ્ધમાં ખોયો છે. યુદ્ધદેવીએ તેના પ્રાણની આહુતી લીધી !"

રમાના આખા દેહમાં કોઇ પ્રબળ વિજળી પસાર થઇ ગઇ. અંબર ગયો ! ઇષ્ટ મૂર્તિ અદૃશ્ય થઇ ! તેની છાતી ભરાઇ આવી, નીચી ઢાળેલી આંખોમાંથી દડદડ આંસૂ પડવા લાગ્યાં. એ આંસૂમાં આખો સંસાર પીગળી જતો હોય એમ તેને લાગ્યું.

રાજકુમારી આસન પર બેઠી બેઠી સ્હેજ નીચી ઝૂકી ને રમાની આંખમાંથી દડદડ આંસૂ પડતાં જોયાં.

"કેમ! કાલે મેં તને પૂછ્યું કે તું મૂર્છા પામી તે અંબર તરફના પ્રેમને લીધે કે? તેં ના કહી મને ઉડાવી, પણ આજ-આજ આ આંસૂનો ભેદ મારી સન્મુખ સ્પષ્ટ રીતે ખુલ્લો થયો છે. તારૂં આ પ્રત્યેક અશ્રુબિન્દુ બોલી ઉઠે છે કેઃ "હું સેનાપતિને ચાહું છું" અભાગણી! એક દાસી થઇ આવું સાહસ! ખબરદાર! એ અંબર મારો છે. તેનો વિચાર—"

"પરંતુ એ તો—"

"ના, એ યુદ્ધમાં હણાયો નથી, જીવતો છે. તારા હૃદયનો ભાવ જાણવા હું ખોટું બોલી હતી."

રમાએ તે જ વખતે મનમાંનો મનમાં પ્રાર્થના કરી "પ્રભો! એ જ સત્ય હો. તે સદા જીવતા રહે! સદા સુખી રહે!"

"એનો વિચાર તારા મનમાંથી કાઢી નાખ. યુદ્ધમાંથી પાછા ફર્યા પછી મારા પિતા મારો હાથ તેને સોંપનાર છે. એક ક્ષુદ્ર દાસી સાથે અજયગઢના સેનાપતિનો લગ્નસંબંધ કેવળ અસંભવ છે."

રમાની આંખમાં અશ્રુધારા ફરી વહેવા લાગી. તે રાજકુમારીને પગે પડી બોલી "કુમારી! કુમારી! ક્ષમા કરો! હું એક શુદ્ર દાસી છું. મારી ને તમારી સરખામણી નથી. મેં તેને મારા હૃદયમાં સ્થાન ન આપવા બનતું કર્યું છે ને હજી કરીશ. હું તેને ભૂલવા મથીશ. તમે તેની સાથે લગ્નસંબંધથી જોડાઓ ને ભગવાન તમને સુખી રાખે એ જ હું ચાહું છું. એક દાસી થઇ મેં આ દુઃસાહસ કર્યું તે માટે ક્ષમા ચાહું છું. અહીં દાસી તરીકે હોવા છતાં તમે મને એક બ્હેન પેઠે વ્હાલ છે. તેના બદલામાં મારા વર્તનથી તમને આટલું દુઃખ થાય એ મને મરવા જેવું થાય છે. વિજયવતી! બ્હેન! મને માફી આપો."

રાજકન્યાનું હૃદય સ્હેજ ભરાઇ આવ્યું. પોતે રમાને વધારે પડતું કહ્યું હતું એમ લાગ્યું. તેણે હાથ ઝાલી રમાને ઉઠાડી.

"રમા ! મારા પિતાએ ક્યારનો ય મને તેની સાથે પરણાવવાનો સંકલ્પ કરી રાખ્યો છે અને મારા પિતા પછી રાજ્યસિંહાસન પણ એને જ મળનાર છે.

રમા મનમાંને મનમાં વિચારવા લાગી " તે સુખી થાઓ! તે સુખી થાઓ ! મારે એના સુખમાં અંતરાયરૂપ શા માટે થવું જોઇએ ? હું અહીં એક દાસી તરીકે છું ને સદા દાસી જ રહીશ. એ રાજસિંહાસને બેસશે તો તેની દાસી થઈ તેના ચરણ સેવીશ. ભક્તને ભક્તિ વિના બીજું શું જોઈએ ? પ્રભો ! અંતર્યામી ! મનોબળ દે ! હૃદયની પવિત્રતા દે ! સુદ્ધ નિષ્કામ ભક્તિ દે. મોહજાળ કાપ ! "

" હું સ્નાન માટે જાઉં છું. તું અહીં જ રહેજે " કહી વિજયવતી ઉઠી.

રમાની વિચારમાળા પુનઃ શરૂ થઇ. " શત્રુ, હત્યારો, મારા દેશને હરાવનાર, મારી ભૂમિનું ગૌરવ હણનાર ને મારા પિતાને ઘાયલ કરનાર તથા મને બન્દિની બનાવનાર તેને હું કાં ભૂલી શકતી નથી ? પરમાત્મા ! તેં પ્રેમનું એવું સ્વરૂપ કાં ઘડ્યું કે એ શત્રુ કે મિત્ર, જાતિ કે વિજાતિ, રંક કે રાય, કંઇ જ ન જુવે ? પિતા ! પિતા ! જો તમે જાણો કે હું એ સેનાપતિને–"

તે કંપી ઉઠી ! અજયગઢનો કટ્ટો શત્રુ તેનો પિતા તેના હૃદયનો આ ભાવ વાંચી જાય તો તેના પર કરોડો ફિટકાર વરસાવે એ વિચારે તે કંપી ! તેને ભાસ થયો કે જાણે તેનો પિતા તેને કહી રહ્યો છે. " રમા ! જાતિકલંકિની ! દેશદ્રોહીની ! ધરતીમાં સમાઇ જા ! તું રજપુત સ્ત્રી છો. મારા પર તલ્વારનો ઘા કરનાર શત્રુ પર તારે વેર લેવું ઘટે, છતાં તું તેને ચાહે છે–મનમાં તેનો વિજય ઇચ્છે છે ! તેનો વિજય એટલે તારા દેશનું ને તારા પિતાનું

સત્યાનાશ ! ભૂલી જા. એ નરાધમ અંબરને ભૂલી જા ! નહિ તો હું જાણીશ કે તું મારી—"

પણ એટલામાં તેણે નગારાંનો અવાજ સાંભળ્યો. ઝરૂખામાં આવી જોયું તો જણાયું કે આ નાદ વિજયવંત થઇ પાછા ફરેલા સૈનિકોના વિજયનો હર્ષનાદ હતો !

*

## પ્રકરણ ૬ ઠું.

## વીરનું હૃદય.

અજયગઢવાસીઓના આનંદનો આજ પાર ન્હોતો. સેનાપતિ અંબરે ફરી રામગઢના સૈન્યનો પરાજય કર્યો ને અજયગઢનું મુખ ઉજળું કર્યું. પ્રત્યેક અજયગઢવાસીના પગલામાં નવું ચેતન, વાણીમાં નવો ઉલ્લાસ ને દેહમાં નવો તનમનાટ આવ્યાં હતાં.

આજે સવારથી જ અજયગઢવાસીઓ ચોક વચ્ચેના શમીયાણામાં એકઠા થવા લાગ્યા. આજે સેનાપતિ અંબર શત્રુ-કેદીઓને લઈ નગરમાં પ્રવેશ કરી, એ જ શમીયાણામાં રાજા સમીપ હાજર થનાર હતો.

લોકો કહેતા હતા કે રાજા આ વખતે અંબરને મોટું ઇનામ આપશે. કોઇ કહેતા કે રાજકુમારી સાથે તેનું લગ્ન કરશે, કોઇ કહેતા કે હવે એ વૃદ્ધ થયા છે એટલે અંબરને રાજસિંહાસને બેસાડી પોતે નિવૃત્તિ સેવશે.

સૂર્યનારાયણ પધારતાં જ ચેતન પ્રસર્યું. લોકો સુંદર ને નવાં વસ્ત્રો પહેરી તૈયાર થવા લાગ્યા. સ્વચ્છ રસ્તાઓ પર સીપાઇઓ અને ઘોડેસ્વારો વ્યવસ્થા રાખવા લાગ્યા. ઘોડાના પગના દાબડાનો પ્રત્યેક અવાજ જાણે વિજયની એક નવી જ કહાણી કહેતો હોય, તેમનો પ્રત્યેક હણહણાટ જાણે અજયગઢનું કોઇ નવું જ ગૌરવ પોકારતો હોય.

"રમા ! મારા પિતાએ ક્યારનો ય મને તેની સાથે પરણાવવાનો સંકલ્પ કરી રાખ્યો છે અને મારા પિતા પછી રાજ્યસિંહાસન પણ એને જ મળનાર છે.

રમા મનમાંને મનમાં વિચારવા લાગી " તે સુખી થાઓ ! તે સુખી થાઓ ! મારે એના સુખમાં અંતરાયરૂપ શા માટે થવું જોઇએ ? હું અહીં એક દાસી તરીકે છું ને સદા દાસી જ રહીશ. એ રાજસિંહાસને બેસશે તો તેની દાસી થઈ તેના ચરણ સેવીશ. ભક્તને ભક્તિ વિના બીજું શું જોઈએ ? પ્રભો ! અંતર્યામી ! મનોબળ દે ! હૃદયની પવિત્રતા દે ! સુદ્ધ નિષ્કામ ભકિત દે. મોહજાળ કાપ !"

"હું સ્નાન માટે જાઉં છું. તું અહીં જ રહેજે" કહી વિજયવતી ઉઠી.

રમાની વિચારમાળા પુનઃ શરૂ થઇ. " શત્રુ, હત્યારો, મારા દેશને હરાવનાર, મારી ભૂમિનું ગૌરવ હણનાર ને મારા પિતાને ઘાયલ કરનાર તથા મને બન્દિની બનાવનાર તેને હું કાં ભૂલી શકતી નથી ? પરમાત્મા ! તેં પ્રેમનું એવું સ્વરૂપ કાં ઘડયું કે એ શત્રુ કે મિત્ર, જાતિ કે વિજાતિ, રંક કે રાય, કંઇ જ ન જુવે ? પિતા ! પિતા ! જો તમે જાણો કે હું એ સેનાપતિને–"

તે કંપી ઉઠી ! અજયગઢનો કટ્ટો શત્રુ તેનો પિતા તેના હૃદયનો આ ભાવ વાંચી જાય તો તેના પર કરોડો ફિટકાર વરસાવે એ વિચારે તે કંપી ! તેને ભાસ થયો કે જાણે તેનો પિતા તેને કહી રહ્યો છે. " રમા ! જાતિકલંકિની ! દેશદ્રોહીની ! ધરતીમાં સમાઇ જા ! તું રજપુત સ્ત્રી છો. મારા પર તલ્વારનો ઘા કરનાર શત્રુ પર તારે વેર લેવું ઘટે, છતાં તું તેને ચાહે છે–મનમાં તેનો વિજય ઇચ્છે છે ! તેનો વિજય એટલે તારા દેશનું ને તારા પિતાનું

સત્યાનાશ! ભૂલી જા. એ નરાધમ અંબરને ભૂલી જા! નહિ તો હું જાણીશ કે તું મારી—"

પણ એટલામાં તેણે નગારાંનો અવાજ સાંભળ્યો. ઝરૂખામાં આવી જોયું તો જણાયું કે આ નાદ વિજયવંત થઇ પાછા ફરેલા સૈનિકોના વિજયનો હર્ષનાદ હતો!

*

## પ્રકરણ ૬ ઠું.

## વીરનું હૃદય.

અજયગઢવાસીઓના આનંદનો આજ પાર ન્હોતો. સેનાપતિ અંબરે ફરી રામગઢના સૈન્યનો પરાજય કર્યો ને અજયગઢનું મુખ ઉજળું કર્યું. પ્રત્યેક અજયગઢવાસીના પગલામાં નવું ચેતન, વાણીમાં નવો ઉલ્લાસ ને દેહમાં નવો તનમનાટ આવ્યાં હતાં.

આજે સવારથી જ અજયગઢવાસીઓ ચોક વચ્ચેના શમીયાણામાં એકઠા થવા લાગ્યા. આજે સેનાપતિ અંબર શત્રુ-કેદીઓને લઈ નગરમાં પ્રવેશ કરી, એ જ શમીયાણામાં રાજા સમીપ હાજર થનાર હતો.

લોકો કહેતા હતા કે રાજા આ વખતે અંબરને મોટું ઇનામ આપશે. કોઇ કહેતા કે રાજકુમારી સાથે તેનું લગ્ન કરશે, કોઇ કહેતા કે હવે એ વૃદ્ધ થયા છે એટલે અંબરને રાજસિંહાસને બેસાડી પોતે નિવૃત્તિ સેવશે.

સૂર્યનારાયણ પધારતાં જ ચેતન પ્રસર્યું. લોકો સુંદર ને નવાં વસ્ત્રો પહેરી તૈયાર થવા લાગ્યા. સ્વચ્છ રસ્તાઓ પર સીપાઇઓ અને ઘોડેસ્વારો વ્યવસ્થા રાખવા લાગ્યા. ઘોડાના પગના ડાબડાનો પ્રત્યેક અવાજ જાણે વિજયની એક નવી જ કહાણી કહેતો હોય, તેમનો પ્રત્યેક હણહણાટ જાણે અજયગઢનું કોઇ નવું જ ગૌરવ પોકારતો હોય.

અહીં રાજમહેલમાં રાજકુમારી વિજયવતી અનેરા ઉલ્લાસથી શણગાર સજવા લાગી. અંબરનું વિજેતા તરીકેનું ગર્વભર્યું સપ્રમાણ મુખ જોવા એ આતુર બની રહી. મનમાં નવાં નવાં સ્વપ્નો રચવા લાગી. જાણે તેના પિતાએ અંબર સાથે તેને પરણાવી. અંબરે આનંદિત થઇ કહ્યું "પ્રિય રાજકુમારી! તમારી આ કેવી મહદ્ કૃપા? મને રંકને તમે આટલો અધિકારી ગણ્યો?" રસા બળી રહી હતી.

પણ એ સ્વપ્નસૃષ્ટિને નગારાના અવાજે તોડી. સેનાપતિ અંબર અજયગઢના સૈન્ય સાથે અને શત્રુરાજ્યના કેદીઓ સાથે નગરના દરવાજામાં પ્રવેશી ચૂક્યો હતો.

નગારાનો અવાજ વધુ પાસે આવતો લાગ્યો. રાજકુમારી વસ્ત્ર પહેરી તૈયાર જ હતી, તે તરત ઝરૂખામાં સેનાપતિને જોવા દોડી.

બાગની પેલી બાજુએ કીડીની હાર પેઠે સવારી જતી જણાઇ, નગારાં પછી ચાર ચારની ટુકડીમાં અજયગઢના સૈનિકો સગર્વ ચ્હેરે મદભર્યાં પગલાં સહિત પદ્ધતિબદ્ધ ચાલતા હતા. વિજયવતીને જાણે કોઇ સ્વર્ગનું દૈવી સૈન્ય, કૂચ કરતું હોય એવો આભાસ થયો. એ સૈનિકોની પાછળ એક શણગારેલા અશ્વ પર સેનાપતિ અંબર બેઠો હતો. તેના અશ્વના શરીરનો તનમનાટ અને મુખનો હણહણાટ તેના સ્વામીની સ્થિતિનાં સત્ય સૂચક હતાં. રાજકુમારીને અશ્વ પર બેઠેલી આ વીરમૂર્તિ કોઇ દેવમૂર્તિ સમી ભવ્ય ને વંદનીય જણાઇ. અંતરમાં ને અંતરમાં એ મૂર્તિને ભાવનાવંદન કર્યું.

સેનાપતિના અશ્વની પાછળ હાથમાં બેડી પહેરી ચાલતા રામગઢના કેદીઓ હતા. બેઉ બાજુ ઉઘાડી તલ્વારથી ઘેરાયેલા આ સૈનિકો અતી લજ્જાથી નીચું જોઇ ચાલી રહ્યા હતા. સવારી ક્યાંક જરા વાર ઉભી રહી જતાં તેમને નીચું જોઇ ઉભા રહેવું ભારે પડી જતું. અજાણ્યા નગરમાં શત્રુઓના વિજયનાદ તેમનાં અંતર

ભેદી નાખતા હતા. લોકો વારંવાર 'સેનાપતિ અંબરનો જય, મહારાણા સમરસિંહનો જય' વિગેરે હર્ષનાદને ગગન સુધી પહોંચાડતા હતા. એ કેદીઓની પાછળ પાછું અજયગઢનું સૈન્ય હતું.

સવારી વિજયનાદ વચ્ચે પસાર થઇ. રાજકુમારીના હૃદયનો પ્રત્યેક ધબકારો તેને આશાનો સંદેશ પહોંચાડવા લાગ્યો. 'આ અંબર! આ સેનાપતિ! આ વીર! તેને પામવા હું ભાગ્યશાળી થઇશ! હા! ધન્ય, ઘડી!"

ને એ વિચારે મુખ પર સ્મિત ધાઈ આવ્યું, હર્ષની રેખાઓ મુખપટ પર અંકિત થઇ. પ્રણયની રતાશ ગાલમાં છવાઈ રહી. તે પાછી ફરીને બે ડગલાં આગળ ચાલી, ત્યાં સામેના ઉંબર પર સ્તબ્ધ બની રમાને ઉભેલી જોઇ.

તેનો દેહ સ્તબ્ધ હતો, હૃદય રડતું હતું. મહામહેનતે રોકી રાખ્યા છતાં આંખ આંસુઓથી ભીની થઇ હતી!

'રમા' વિજયવતીએ સ્હેજ અનુકંપાથી કહ્યું "પિતાજીનું તેડું હમણાં આવશે, આજે અહીં રહીશ કે આવીશ?"

રમાએ સાંભળ્યું હતું કે આજે શમીયાણામાં યુદ્ધમાં પરાજિત થયેલા રામગઢના કેદીઓને પણ રાજા સન્મુખ હાજર કરવામાં આવનાર હતા. તેનો પિતા ક્યાં હતો. તે એ જાણતી ન હતી. વખતે એ કેદીઓમાં હોય!

મનુષ્યની આશા અમર છે. નિરાશાના ભયંકર કૂપમાં સતત ડૂબ્યા રહેવા છતાં તે કદાપિ મૃત્યુ પામતી નથી. રમાના હૃદયમાં તેના પિતાનું મુખ નિરખવાની આશા સદા જાગતી જ હતી. રાજકેદીઓની શી દશા થાય છે તે જાણવા એ અધીરી હતી. તેણે કહ્યું "તમે કહો તો આવું."

"પણ તે દિવસની પેઠે બેભાન થઇ અમને બધાંને ગભરાવી ન મૂકતી. જરા આમન્યા રાખજે."

"ઠીક" રમાએ ધીરે સ્વરે કહ્યું.

ત્યાં તો તેની આંખ ખુલી ગઇ!

તેણે આંખો ચોળી ફરીવાર આજુબાજુ જોયું! પુષ્પા ક્યાં હતી? કદાચ વહેલી ઉઠી હશે.

"પુષ્પા!" તેણે ધીરે સાદે બૂમ મારી. નિગૂઢ નિરવતા વિચિત્રભાવે હસી રહી!

"પુષ્પા!" ફરી જયસિંહે પોકાર કર્યો.

પણ ક્યાં હતી પુષ્પા? શું એ ખરેખર હોડીમાં બેસી કોઇ અદ્દભુત પ્રદેશમાં તો નહી ચાલી ગઇ હોય? જયસિંહે સ્વપ્નમાં ન્હોતું જોયું કે તે હોડીમાં હતી? ને પોતે યે સાથે હતો. પણ પોતે ત્યારે પાછો અહીં કેમ?

તે પળ–બે પળ વિચારમાં પડયો, પુષ્પા કયાં ગઇ?

તે તુરત ઉભો થયો, ઉતાવળથી ચારે તરફ ઘૂમવા લાગ્યો. 'પુષ્પા' 'પુષ્પા' એ ધીમો પ્રેમમય ધ્વનિ તેની નાડીમાં રક્તના વહન સાથે નીકળી રહ્યો હતો–પણ ક્યાં હતી એ પુષ્પા?

તે બહાર દોડયો. બહાર સૂર્યનાં સોનેરી કિરણો અદ્દભુત વાતાવરણ જમાવી રહ્યાં હતાં. પણ એ પ્રકાશ જયસિંહની આંખે જોયો નહિ–એ સુખ જયસિંહના હૃદયે અનુભવ્યું નહિ. તે અર્ધગાંડાની પેઠે આમ તેમ ઘૂમવા લાગ્યો.

ચોકીદારો જોઇ રહ્યા. કિલ્લેદાર કંઇક શોધમાં છે એમ કલ્પી રહ્યા–પણ શું તે કળી શકયા નહિ.

"પુષ્પા!" જયસિંહે અવાજ કર્યો.

ને વાયુની લહરીઓના તરંગમાં એક નિમિષ માત્રમાં એ અવાજ ઘસડાઇ દૂર ને દૂર જતો ગયો અને એના પડઘા શમ્યા, પણ એ પડઘામાં વસેલી કરૂણતા જયસિંહને બમણી વ્યથા આપવા લાગી.

"તમે એને જોઇ?" જયસિંહે સામે ઉભેલા બે ચોકીદારોને પૂછ્યું.

"કોને?" તેમાંના એકે પ્રશ્ન કર્યો.

"પુષ્પાને"

"ના જી"

જયસિંહ ગાંડા જેવો બની ગયો. શું વાયુ તેને ધસડી ગયો? એક રાતમાં અદશ્ય થઇ ગઇ? અજબ! જયસિંહની કલ્પના પણ વ્યર્થ જતી હતી.

એટલામાં તેણે રાજા સમરસિંહના ખાસ ચોકીદાર સુમનસિંહને સામેથી આવતો જોયો. એ અતિ ઉતાવળમાં હોય તેમ જણાતો હતો.

"મહારાજા આપને બોલાવે છે." સુમનસિંહે પાસે આવી સ્હેજ નમવા જેવું કરી કહ્યું.

"મને? અત્યારે?"

"હા."

"સવારના પોરમાં?"

"હાજી–ખાસ કારણ છે!"

"શું?"

"અજયગઢના કેદીઓ નાસી ગયા છે! હમણાં જ ખબર પડી! ચોકીદારોને પૂછતાં તેઓ જણાવે છે કે તમારી વીંટી બતાવી એક સ્ત્રી તેમને છોડાવી ગઈ!

જયસિંહ ચમક્યો! એકદમ ઉતાવળમાં આંગળી પર નજર ફેરવી! વીંટી ત્યાં ન હતી!

અંબર રમા સામે જોઇ રહ્યો.

"અંબર ! વ્હાલા ! એક વાત કહું ?" રમાએ કહ્યું.

"અંબરના મનોરાજ્યમાં રમાને કશાનો પ્રતિબંધ નથી" અંબરે ઉત્તર વાળ્યો,

રમાએ ચારે બાજુ ભયની એક ધીમી નજર ફેંકી, અંબર સ્હેજ પાસે આવી ધીમે સ્વરે કહ્યું.

"અંબર ! મારા પિતા રામગઢના રાજા થાય !"

અંબર ચમક્યો ! શું પોતે રામગઢની રાજકન્યા મેળવવા ભાગ્યવંત થયો હતો ?

"રમા ! તો હું મને વધુ ધન્ય સમજું છું. રામગઢની રાજકન્યા અજયગઢના સેનાપતિની હૃદયરાણી થાય એ અજગઢનું ઓછું સૌભાગ્ય નથી."

ને તેણે રમાની પાસે આવી ઉંડા પ્રેમથી તેને એક ચુમ્બન લીધું. અંબરના વિશાળ વૃક્ષઃસ્થળ પર, સુદૃઢ ભુજપાશમાં રમા ઘડીભર કેદી બની રહી.

"રમા ! પ્રિય ! તારા મનોરથ પૂર્ણ કરવા એ જ મારા જીવનનું ધ્યેય રહેશે. આજ હૃદયને સિંહાસને તારો રાજ્યાભિષેક કરૂં છું મારી દેવી ! અને તેની સાક્ષીમાં પ્રકૃતિ માતાનાં આ સુંદર પ્રેમાળ સંતાનો ઉષા, વાયુ, સરિતા એ સૌને સાક્ષી રાખું છું. તારો આનંદ એ મારૂં સ્વર્ગ, તારૂં હાસ્ય મારૂં ઇંદ્રાસન, તારી મધુર વાણી મારા જીવનનો પરમ ઉલ્લાસ, તારો પ્રેમ મારો મોક્ષ ! હા ! એ સર્વ આજ હું પામ્યો. હવે મને કશાની આકાંક્ષા નથી ! જગદીશ્વર ! જગનિયંતા ! આ સહચરી—અ જીવનસખિ પ્રતિ ભવ સાથે જ રહે એ સિવાય મારી અન્ય ઇશ યાચના નથી."

"વ્હાલા ! તમારા જેવા સહૃદયી વીર જગતમાં કેટલી રમણી પામે છે ! ધન્ય છે રમા–ધન્ય છે એનું જીવન કે અંબરની એ દાસી બની શકે. એને ચરણે બેસી નિરંતર પ્રેમામૃત પી શકે, એ વીરનરની પ્રેમભરી વાણીની સરિતામાં સ્નાન કરી સ્નિગ્ધ થાય. પ્રાણવલ્લભ ! સૃષ્ટિનું પ્રાકૃતિક સાન્દર્ય, માનવહૃદયમાં અમૃત સમો સ્નેહ અને મનુષ્યાત્મામાં વસતી નિર્મલ ભાવનાઓ; એ વસ્તુઓ પામી તેનો યોગ્ય ઉપભોગ કરનારનું જીવન સફળ છે. પ્રાણેશ ! મારી જીવનઆશા ! તમે મને સદાકાલ તમારા હૈયાના સ્નેહ સરોવરમાં ન્હવડાવજો, અને મારા હઇડાના સરોવરમાં તમે રમણ કરજો. આપણે ઉભય સ્નેહને પૂજશું, સ્નેહનાં વ્રત પાળીશું અને આપણા જીવનને સ્નેહમય બનાવીશું.

"રમા ! જીવન ! આપણા બે આત્માનો સંયોગ સ્નેહધર્મને વિકસાવશે અને ગૃહસ્થાશ્રમજાતી નિકુંજમાં અનેરી સુવાસ મ્હેકાવશે. હૃદયેશ્વરી ! રમા ! તને પામી હું સમસ્ત બ્રહ્માંડ પામ્યો છું.

ને એમ કહી તેણે ફરી વાર રમાનો હસ્ત ઉછળતા પ્રણયથી ચૂમ્યો. એ બે પ્રેમીઓ પળવાર એક બીજાની સામે સ્થિર દૃષ્ટિએ જોઈ રહ્યાં. એ પરસ્પર દૃષ્ટિપાતે પ્રણયની અનેક ગૂઢ વાતો કરી લીધી, અનેક ગહન પ્રેમસૂત્રો ઉકેલ્યાં. પાસેના વૃક્ષ પર છૂપાયેલી કોયલ "કુહુ કુહુ" કરતી અટકી ગઇ, આ પ્રણયી યુગલને નીરખી રહી. ભૂરા આકાશમાં સરી જતી અર્ધ સોનેરી વાદળી ઘડીભર સ્થંભી જઇ આ સ્નેહાળ કાન્ત અને કાન્તાને અનિમિષ નયને નિહાળી રહી.

પણ તેટલામાં દૂરથી ઘોડાઓના દાબડાનો અવાજ સંભળાયો રાજાના સિપાઇઓ તો નહિ આવતા હોય ?

અંબર સાવધ બન્યો. ઉભય ઉઠીને ઉભાં થયાં.

"કોણ હશે ?" રમાએ સ્હેજ ગભરાટમાં પૂછ્યું.

"ભય નથી. અંબર આવા પ્રસંગો માટે ટેવાયેલો છે." અંબરે હિંમત આપતાં કહ્યું.

ને એ અવાજ પાસે ને પાસે આવતો ગયો, થોડીવારમાં વૃક્ષોની ઘટામાંથી અશ્વ પર બેઠેલ રાગસિંહ અને પુષ્પા નજરે પડયાં.

રમા નિસ્તબ્ધ થઇ ગઈ। તેનો પિતા !

રામસિંહ રમાને જોતાં અશ્વ પરથી કુદી પડયો, અને એક ક્ષણમાં રમાની પાસે આવી બોલ્યો "રમા ! પુત્રી ! કયાં હતી ? તું પુષ્પા ! મેં ન કહ્યું કે પિતાપુત્રીનો પ્રેમ તું સમજી શકે નહિ ? એ પ્રેમ ગમે તે દશામાં પણ અમને વિખુટાં ન જ પાડી શકે."

ને એ પિતાપુત્રી ભેટી પડયાં ! રામસિંહને સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો.

ભેટયા બાદ તેમણે અંબર પ્રત્યે તિરસ્કારની એક દૃષ્ટિ ફેંકી. "તમે અહીં શા માટે ?"

"આપની પુત્રીની રક્ષા અર્થે મહારાજા !"

રામસિંહ ચમકયો ! પોતે રામગઢનો રાજા છે એ વાત અંબરે કયાંથી જાણી ?

"ક્ષમા કરજો-તમે શત્રુ છો. તમારો હું વિશ્વાસ નથી કરી શકતો. રમા ! ચાલ ! આ હોડી રહી. ચાલ આપણા રાજ્યમાં !"

રમાએ અંબર પ્રતિ અને પછી યાચના કરતી આંખોએ પિતા તરફ જોયું. જાણે કહેતી હોય કે "અંબર વિના રમા કયાં જાય ! ચંદ્ર વિના રજની કેમ સોહાય ?"

"ચાલ ! ઉભી શા માટે છો ? વખત ન ગુમાવ."

"એ નહિ આવે અંબરને લીધા વિના નહિ આવે" પુષ્પા બોલી "એ અને અંબર પરસ્પર પ્રેમથી–"

"શું?" રામસિંહ બરાડી ઉઠ્યો "શત્રુ પ્રત્યે પ્રેમ? ને તે પણ રામસિંહની પુત્રીના હૃદયમાં? કહે-કહે-રમા! શું તું ખરેખર મારી જ પુત્રી છે? મને વિશ્વાસ નથી આવતો! રામસિંહની પુત્રી આવી હોય?"

રમા શરમાઇને નીચું જોઇ રહી. તેની આંખમાંથી ઉન્હાં ટીપાં ખરી રહ્યાં!

"મને કેદ કરનાર આ નરાધમ તારો પ્રેમી થાય? તને પરણે? નહિ-નહિ. તે પહેલાં હું તારૂં ગળું દાબી તને મારી નાખવી બ્હેતર ધારીશ. રામગઢ અજયગઢ સાથે કદી ન જોડાય! મારી સાત પેઢીની ટેકને આજ તું ચૂકાવી રહી છો રમા! ચાલ! આ અધર્મીનો વિચાર તજી દે."

અંબરનો હાથ તલ્વારની મુઠ પર ગયો. "મુરબ્બી! વિનથી બોલો. હું રજપુત છું. મેં મારૂં હૃદય આપની પુત્રીને આપીને તેના બદલામાં એનું હૃદય મેળવ્યું છે. રજપુત બચ્ચો કદી ભીખ માગતો નથી,"

"પણ રામસિંહ પોતાના બાપ દાદાઓનું વેર પોતાની પુત્રી શત્રુને આપીને લ્યે એવો મુર્ખ નથી. રામગઢનું રત્ન રામગઢમાં જ વરશે, કે અન્ય મિત્રરાજ્યમાં વરશે, અજયગઢમાં ન જ વરે. તારી વીરતા તારી પાસે રાખ. હું ફરીવાર અજયગઢ પર હલ્લો લઇ આવનાર છું ત્યારે કામ લાગશે."

એ સાંભળતાં અંબરે મ્યાનમાંથી તલ્વાર કાઢી. સૂર્યના પ્રખર પ્રકાશમાં એનું પાનું ચમકી રહ્યું!

"ન ખમાય તો આવ. જોઇ લે મારો હાથ" કહી રામસિંહે પોતાના અશ્વની સવારી સાથે બાંધેલી તલ્વાર છોડી.

"અરે પિતા! પિતા! આ શું કરી રહ્યા છો? જેણે મને કેદમાંથી છોડાવી તેની હત્યા કરવા તમે તત્પર થયા છો?"

"ચૂપ!" રામસિંહે ત્રાડ મારી કહ્યું "શત્રુ શત્રુ જ છે; અને શત્રુ સામે ખરો રજપુત શાન્ત ન જ રહી શકે।"

"ત્યારે આવી જાઓ." અંબરે કહ્યું.

"ભલે!" રામસિંહે જવાબ વાળ્યો ને મ્યાનમાંથી નીકળેલી તેની તલ્વાર અંબરની તલ્વાર સામે ઝગમગી રહી.

"અંબર! અંબર! તમે શું કરી રહ્યા છો? ઘડી પહેલાંની તમારી કોમળતા, તમારો પ્રેમ, તમારા હૃદયની આર્દ્રતા ક્યાં ગયાં?"

"રમા! રજપુતના જીવનની ઢાલને બે બાજુઓ હોય છે. એક બાજુ કોમળ હૃદયની. આ બાજુ પ્રેમ, મીઠાશ ને કોમળતાના રંગે રંગાયેલી હોય છે. આ બીજી બાજુ તિરસ્કાર, કટુતા અને વજ્રતાના રંગે રંગાયેલી હોય છે. હું રજપુત છું. અપમાન મારાથી નહિ જ સહાય."

"હાય વિધાતા!" રમા રડી પડી.

"ચાલ–તૈયાર થા. રામસિંહે પહેરણની બ્હાંયને વળ દઇ ઉંચે ચઢાવતાં કહ્યું.

"અંબરની તલ્વાર સદા જાગતી જ છે."

ને બે તલ્વારો એક ક્ષણમાં એક બીજી સાથે અથડાઇ. વિજળી સમા તણખા તેમાંથી ઝરી રહ્યા હોય એવો ભાસ થયો. સૂર્યના તાપની પ્રચંડતામાં એ તણખાનો ચમકાર દ્વિગુણિત થયો.

"નહી" બે તલ્વારોની વચ્ચે રમા આવી ઉભી "તમને નહિ લઢવાં દઉં. લડતા પહેલાં મને મારી નાખો. મારી નજર સામે આવું અમાનુષી વર્તન નહિ જ ચલાવાય. જોઉં કે પિતા અને પતિમાં કોણ વધારે કઠોર છે! કોણ પહેલી તલ્વાર મારા પર ચલાવે છે?"

"રમા—આઘી ખસ" રામસિંહ બોલ્યો "છોકરમતી ન કર."

પણ એટલામાં તો દૂરથી ઘોડાના દાબડા સંભળાયા. એક

નાની શી ટુકડી એ તરફ આવતી હોય એમ અવાજ પરથી જણાતું હતું.

સૌ સાવધ બન્યા. રામસિંહે ધારી લીધું કે રાજા સમરસિંહના આણસો જ હોવાં જોઇએ. અંબરે પણ એમ જ ધાર્યું.

ને અંબરનું હૃદય એ વિચારે કવ્યું. તેની પ્રિય રમા ફરી કેદમાં! ક્ષણ પહેલાંની કઠોરતા એકદમ પીગળી ગઇ. હૃદયમાં દયાનો ભાવ ને પ્રેમનું ઝરણ વહી રહ્યાં!

હા! આ વખતે ખરેખર રમાને બચાવવીજ જોઇએ.

"વડીલ" અંબર વૈરભાવ ભૂલી જઇ બોલ્યો "આ હિસાબ આપણે અન્ય કોઇ વખત કરશું. હમણાં તો આપ રમા તથા આ બાઇ સાથે હોડીમાં જાઓ ને સામે પાર પહોંચી જાઓ. હું રાજાના સીપાઇઓ સાથે લડીશ ને તેમને રોકી રાખીશ. તમે એ દરમ્યાન સામે પાર પહોંચી જશો.

"અંબર-ન અંબર! શું આ સત્ય કહે છે?" રામસિંહ માની ન શક્યો.

"હા વડીલ! પણ વિલંબ ન કરો,"

"તો મને માફી આપ. મેં તને અણછાજતાં વચન કહ્યાં છે. અજયગઢ સાથે મારે શત્રુતા છે, પણ અંબર સાથે નથી."

"એ બધું પછી. જાઓ ઝટ!"

ને તેઓ ત્રણે હોડીમાં બેઠાં. અંબરે કિનારે બાંધેલી ગાંઠ છોડી ને હોડી નદીના પટ પર સરતી થઇ!

ત્યાં તો દશ સીપાઇની ટુકડી અંબર સામે આવી લાગી. એ ટુકડીને મોખરે સુમનસિંહ હતો!

"કોણ અંબર! દુશ્મનો પેલી હોડીમાં જાય છે ને તમે અહીં સ્થિર કેમ ઉભા છો?"

"સુમન! રજપુતને સત્ય પ્રિય હોય છે. મેં જ તેમને નસાડયાં છે. આવો, પહેલાં તમે બધા મારી સાથે લડો. મને મારીને પછી અહીંથી આગળ વધો ને પછી હોડીનો પીછો પકડો."

"દેશદ્રોહી! નરાધમ!" સુમનસિંહે ક્રોધથી કહ્યું "શું અજયગઢ જેની વીરતાને પૂજતું હતું એ જ તું અંબર? ના-ના કદી ન હોય."

"એનો જવાબ મારી આ તલવાર આપશે" અંબરે તલવારનું પાનું હવામાં વીંઝીને કહ્યું.

"સાવધ!" સુમનસિંહે સીપાઈઓને કહ્યું ને પળવારમાં લડાઇ શરૂ થઇ. અંબર એકલો એ અગીયાર વચ્ચે ઝઝુમી રહ્યો! તેમાંના ત્રણને પુરા કર્યા તેને પોતાને બે ઘા વાગ્યા હતા.

ને જ્યારે તેણે જોયું કે હોડી સામે કાંઠે રામગઢના રાજ્યમાં પહોંચી ત્યારે તલવાર ફેંકી દઇ તેણે કહ્યું "હું શરણે આવું છું. મને કેદ કરો!"

ને પળવારમાં સીપાઇઓએ તેણે ઘેરી લઇ કેદી બનાવ્યો!

❋

## પ્રકરણ ૧૫ મું

### રાજ્ય દંડ.

રાજા સમરસિંહે સમસ્ત જીવનમાં આવી હીનતા કદી અનુભવી ન્હોતી. ખુદ શત્રુ રાજા, અને તેની કન્યા તેની મુઠીમાં આવ્યાં હતાં. વિધિએ કોઈ વિચિત્ર માર્ગે-કોઈ અણધારેલે માર્ગે-એ મુઠીમાંથી તેમને અદશ્ય કરી દીધાં!

તેનું સમસ્ત શરીર ક્રોધથી સળગી ઉઠયું હતું, રોમરોમ ક્રોધની ઉષ્ણુતા, વૈરની ચીણગારી, પ્રદીપ્ત થઇ હતી. જીવનમાં

તેણે હાર જોઈ ન્હોતી, વિજય જ નિરખ્યો હતો, એટલે આજ આ હાર તેના અંતરને વીંધી નાખતી હતી. કિલ્લેદાર જયસિંહને તો મૃત્યુથી કોઇ વધારે ક્રુર સજા આપી શકાય એમ હોય તો એ શોધી કાઢીને આપવાનો મનમાં ને મનમાં એ ઠરાવ કરતો હતો.

વિજયવતી પાસે જ હતી, તેના પિતાને સાંત્વન આપતી, પણ સમરસિંહના ક્રોધની જવાળા એટલી પ્રચંડ હતી કે એ સાંત્વનજળ નકામું નિવડયું.

અને ખરૂ પુછો તો વિજયવતી અંતરમાં પ્રભુનો પાડ માનતી હતી. રમા અજયગઢના રાજયમાંથી દૂર થઈએ તેને આશીર્વાદ સમાન થઇ પડયું. હવે અંબરને પોતાનો કરવાનાં સુન્દર આશાચિત્રો તેના અંતરપટે અંકિત થવા લાગ્યાં. અંબર જતે દહાડે રમાને ભૂલશે, તેના પ્રતિની પોતાની સતત્ પ્રેમભક્તિ, સતત્ યાચના એને જરૂર વશ કરશે ને પોતે અંબરને પામી શકશે. આ સૌ વિચારની આછી રેખાઓના કાલ્પનિક દર્શન માત્રે વિજયવતીનું હૃદય કૂદી ઉઠતું.

તેણે પોતાના પિતાને ભોજન કરવા સમજાવ્યા, કારણ મધ્યાન્હનો સમો થયો હતો, પરંતુ સમરસિંહનો ક્રોધ એવો જ હતો. આજ પોતાનું જીવન જૂદું જ જણાયું. રાજા પોતાને એક રાજાને બદલે સત્તાહીન, દીન ભીખારી કલ્પવા લાગ્યો. ભીખારી પણ પોતાના શત્રુને ન છોડત. ને શત્રુ એની પાસેથી છૂટી ગયા ! કેવી દયાજનક સ્થિતિ ? મનુષ્યની કેવી અલ્પ શક્તિ ? અંહભાવનું કેવું મિથ્યા સત્વ ?

તે વારંવાર સીપાઇને બોલાવતો ને કશા સમાચાર આવ્યા કે નહિ તે પૂછતો. સીપાઈ ડરતાં ડરતાં "ના મહારાજ ? હજી કોઇ આવ્યું નથી" એમ કહેતો ત્યારે તેના ચક્ષુઓમાંથી ક્રોધના ઝીણા પણ ઉગ્ર તણખાઓ ઝરી રહેતા.

અંતે બપોરે એક વાગ્યે સીપાઇ દોડતો આવ્યો. "મહારાજ ?

ક્યાં છે? બોલ—દેશદ્રોહી! જાતિદ્રોહી! ધર્મદ્રોહી! તને શી સજા કરૂં? મારા અંતરની કઠોરતાનો આખો પ્રદેશ ખૂંદી વળ્યા છતાં તારે યોગ્ય સજા મને મળતી નથી."

"સજાને માટે હું તત્પર છું. પરંતુ પ્રભુ! અજયગઢપતિ! ભુલો માં કે મેં અંતરના આદેશને—આત્માના અવાજને—માન આપ્યું છે. અંતરદ્રોહ નથી કીધો—હૃદયને નથી ઠગ્યું, આત્માને નથી અવગણ્યો, બીજો ગમે તે દ્રોહ કીધો હોય."

"તારૂં મૃત્યુ જ આવી લાગ્યું છે, નહિ તો આ ઉદ્‌ગારો તું ન કાઢે. જે અંબરે અજયગઢ માટે બે બે વાર સમરભૂમિ ખૂંદી, પોતાની તલ્વારનો સ્વાદ શત્રુઓને બે બે વાર ચખાડી અજયગઢનું મુખ ઉજ્જવલ કીધું તે જ અંબર આજ શત્રુઓને નસાડે ને એ કાર્યને અંતરનો આદેશ ગણાવે એ વિનાશકાળની મતિ નહિ તો બીજું શું?"

"આપો રાજન્! વિનાશદંડ સત્વર આપો. હૃદયનો સુક્ષ્મ સ્નેહ બાહ્ય દુ:ખને લાવ્યા વિના નથી રહેતો એ સત્ય આજદિન સુધીનો જગતનો ઇતિહાસ કહી રહ્યું છે ને એના ભણકારા હવે મારા કાનમાં વાગી રહ્યા છે."

રાજા સમરસિંહ વિચાર કરી રહ્યો. આસનના હાથ પર બે વાર હાથની મુઠ્ઠીઓ વાળી પછાડી. નેત્રો વધુ રક્તવર્ણ થયાં. જગતમાં વધારેમાં વધારે ક્રુર કઇ સજા હતી?

ને તેના ક્રોધથી ભભૂકતા અંતરે સજા શોધી કાઢી. અંબરની આગલી સેવાઓ અંબરનો શુદ્ધ સ્નેહ—અંબરનું નિખાલસ હૃદય; સૌ રાજાના ક્રોધની આગમાં બળીને ભસ્મ થઇ ગયાં હતાં.

"જા! તું કેદમાં—સાત દિવસ ને સાત રાત સુધી તને અન્ન કે જળનું ટીપું નહિ મળે. જીવ તો તારાં નસીબ! જીવવાની

મહુ ઉત્કટ લાલસા થઇ આવે તો જેને તેં મદદ કરી છે તે શત્રુરાજાને બોલાવજે!" રાજાએ કટાક્ષમાં કહ્યું.

"પિતાજી!" વિજયવતી જે અત્યાર સુધી ધડકતી છાતીએ આ સર્વ સાંભળી રહી હતી તેણે કહ્યું." અંબરની આગલી સેવાઓ ન ભૂલો. અજયગઢ તેનું ઓશીંગણ છે. એ સેવાઓ તેની સજામાં ઘટાડો ન કરાવે? કાંઈ નહિ તો તેનું આ ઘાતક ને અતી કઠોર દયાહીન સ્વરૂપ ન ફેરવાવે?"

"ચૂપ! તે દિવસે જાહેર સભામાં જ આ દેશદ્રોહીનો અંત આવત–મારી કટારી એવા જાતિકલંકીનો અંત લાવવાનું પુણ્ય પામત, પણ તેં મારો હાથ પકડયો! આજ પાછું એનું એ જ! જાઓ, અમલ કરો મારા હુકમનો!"

ને સીપાઇઓ તથા સુમનસિંહ અંબરને લઇ ચાલ્યા. સમરસિંહ ધગધગ સળગતા ક્રોધે એ જોઇ રહ્યો. વિજયવતી ધડકતી છાતીએ–રડતે હૃદયે, ધ્રુજતે શરીરે રાજાની એ ક્રોધભરી આજ્ઞા સાંભળી રહી અને અકથ્ય વેદના અનુભવી રહી!

*

## પ્રકરણ ૧૬ મું

### આદર્શ સ્નેહ

રમા પોતાના પિતા સાથે રામગઢ પહોંચી. રામસિંહે તો ત્યાં પહોંચી. યુદ્ધની તૈયારી કરવા માંડી, વિખરાયેલા સૈનિકોને તેણે એકઠા કરવા માંડયા.

કિન્તુ રમા–વિરહિણી રમા–દિનરાત વ્યાકુળ રહેતી. અંબર ન્હોતો–જીવનની જ્યોતિ નહોતી. જીવનપથ વિરહના શ્યામ અંધકારથી છવાયેલો હતો.

રામગઢના રાજમહેલની પાછળ એક બહુ મોટા યે નહિ અને બહુ નાનો યે નહિ એવો બગીચો હતો. એમાં એક નાનું સ્વચ્છ તળાવ હતું. એ તળાવની પાળે અત્યારે રમા ગહન વિચારમા બેઠી હતી.

સન્ધ્યાના ગુલાબી ને સોનેરી મિશ્ર રંગો તળાવના જળપટ પર ખેલી રહ્યા હતા. ધીરા વાયુથી ક્વચિત્ તળાવમાં નાની શી તરંગાવલી જાગતી ને કિનારે આવી નાશ પામતી. જાણે ક્ષણિક માનવજીવન–માનવલાલસા–માનવ મિથ્યાત્વ !

રમાએ ઉંડો નિશ્વાસ નાખી વ્યોમ પ્રતિ જોયું. પછી એક દર્દભરી નજર તળાવના શાન્ત પટ પર નાખી.

ત્યાં સન્ધ્યાના સુન્દર રંગો ચિત્રિત્ થયા હતા ? રમાની કલ્પના જાગી ઉઠી, અંબર પ્રત્યેનો ઉત્કટ પ્રેમભાવ વિકસિત થઇ ઉઠયો. ને એ તળાવના પટ પર તેની કલ્પનાએ અંબરની મૂર્તિ જોઇ. પાણીદાર અશ્વ પર સેનાપતિને વેષે એ વીર રજપુત બેઠો હતો. રમા ઘડીભર એનું દૈવી પ્રભાવવતું મુખ, એની પ્રચંડ કાયા, એનાં સુદૃઢ ગાત્રો, અને એના વિશાળ બાહુ જોઇ રહી. એના જમણા હાથમાં ભાલો હતો. હા ! એ જ વીર ! રમાના નિર્લેપ હૃદય પર પ્રેમનું લેપન કરનાર, રમાની હૃદયવીણાના તારને બજાવનાર એ રાસંક વીર હતો.

તેણે બે હાથ લંબાવ્યા—જળપટને સ્પર્શવા જેવું કર્યું.

એટલામાં વાયુની જલપટ પર તરંગાવલી ઉઠી. એ મિશ્ર સોનેરી ને ગુલાબી રંગો ખંડિત થતા લાગ્યા. હાય ! રમાની કલ્પિત મૂર્તિ વીંખાઇ ગઇ ! નિષ્ઠુર વિધાતાએ કુદરતનું—વાયુલહરીનું રૂપ લઇ રમાની મનોકલ્પનાએ રચેલાં અતિ સુન્દર સ્વપ્નનો નાશ કીધો.

"અંબર : પ્રિય ! કઠોર છે જગત આખું—કઠોર માત્ર તમારા વિના સમસ્ત સંસારને પ્રકૃતિ પણ નિષ્ઠુર છે. અંબર રમાના જીવન! અજયગઢમાં તમારી શી દશા હશે? રે? તમે અમને બચાવવા તમારા જ સીપાઇઓ સાથે લડયા ! તમારૂં શું થયું' હશે?"

ને ક્ષણવાર તેણે કલ્પના કરી કે અંબર લડતાં, લડતાં ઘવાયો તેને સીપાઇઓ ઘાયલ સ્થિતિમાં રાજા પાસે લઇ આવ્યા !

ને તેની એ અશુભ કલ્પના આગળ વધી. અંબરને ઘા ઉંડો હતો ? એ બચે તેમ ન્હોતું, તે તેણે "રમા રમા" ઉચ્ચારતાં–

ને અંબરના મૃત્યુને વિચારે રમાની આંખે અંધારા આવ્યાં, માથું ફરવા માંડયું. તેણે બે હાથે આંખો ઢાંકી દીધી. તળાવની પાળ પરના ઉચા ઓટલાનો ટેકો એણે તે વખતે ન લીધો હોત તો એ પડી જાત !

" હાય હાય ! રમા કેટલી કઠોર—તમને છોડી આવી—તમારા મૃત્યુના કારણરૂપ થઇ તમને દુઃખ સિવાય કંઇ જ આપી ન શકી ! હા ભયંકર દુઃખ ? ભયંકર વ્યથા ! નિષ્ઠુર વિધિની સનાતન કઠોરતા ! અંબર પ્રિય હું તમારી સાથે જ આવું છું."

ને એ લથડતે પગલે ચાલી—મનમાં દૃઢ સંકલ્પ કર્યો કે આજે રાત્રે જ્યારે રજનીની શ્યામતા હેઠળ રામગઢ આખું નિદ્રાધીન હોય ત્યારે અજયગઢ ફરી વાર જવું. જગતનો કોઈ ભય, વિશ્વની કોઇ બાધા, વિપત્તિનો કોઇ વિચાર હવે રમાને અટકાવી શકે એમ નહોતાં. એનો નિશ્ચય દૃઢ હતો—એનો પ્રેમભાવ અખંડ હતો—એનો સ્નેહ આદર્શ હતો ?

* * *

એ જ રાત્રિએ જ્યારે સમસ્ત રામગઢ શાન્ત ભાવે નિદ્રાવશ હતું ત્યારે રમા પોતાના ખંડમાં જાગતી બેઠી હતી. ચાંદીની દીવીમ

ઝીણો દીવો ટમટમતો હતો. એ ઝીણી જ્યોત જાણે રમાના ભગ્ન હૃદયની–રમાના હતાશ અંતરની ટમટમતી પ્રેમજ્યોત! એ જ્યોતને પ્રદીપ્ત રાખનાર આશા હતી! અને એ જ આશા ધારી એ અંબરને નિરખવા જતી હતી. અંબરને વિપત્તિમાંથી છોડવવા પ્રાણ આપવો પડે તો તે પણ આપવાનો સંકલ્પ કરી તે અહીંથી હવે પ્રયાણ કરનાર હતી.

તે એક નિશ્વાસ નાખી ઉભી થઈ. ચારે તરફ નજર ફેરવી. શું આ ખંડને એ ફરી વાર નહિ નીરખી શકે? રામગઢની આ પ્રિય ભૂમિને, રામગઢની એ પૂનિત પૃથ્વિધૂલિને શું એ ફરી વાર નહિ સ્પર્શી શકે? કોણ કહી શકે?

ભારે હૃદયે પાસેના આરસના આસન પર બેસી એક કાગળ પર તેણે નીચે પ્રમાણે લખ્યું.

"પ્રિય પિતા."

જાઉં છું! ક્યાં તે તમે કલ્પી જ લીધું હશે. અજયગઢને જીતો તો તમારી પુત્રીને ત્યાં શોધજો. બાળકબુદ્ધિ માટે ક્ષમા?

લીઃ હીનભાગી પુત્રી રમા"

તેણે એ ચીઠી ફરી વાર વાંચી જોઇ, ઉથલાવી ઉથલાવીને વાંચી.

રે! તેનો પિતા તેને વિશે શું ધારશે? એ પત્ર વાંચી તે તેને કેવો ફિટકારશે? એક રજપુત સ્ત્રીને અણછાજતું કાર્ય એ કરી રહી એમ એ ધારશે.

તેણે એ ચીઠી ફાડી નાખવા હાથની આંગળીઓ વચ્ચે પકડી એ કાગળને ઉંચો કર્યો ને એના ચીરેચીરા કરવાનો વિચાર કર્યો.

પણ ના–તે અટકી!

કેમ?

દીવાની જ્યોતમાં કાગળના શ્વેત પટ પર તેને અંબરની મૂર્તિનાં દર્શન થયાં! એ જ! એ જ! એ જ અંબર! તેને અને તેના પિતાને બચાવવા પ્રાણની પણ કિંમત ન ગણનાર, ઉદાર નરવીર અંબર! એ જ અંબર! રમાનો પ્રાણ–રમાનું જીવન–રમાનો સંસાર, રમાનો પ્રભુ! જાણે એ પોતાને બોલાવી રહ્યો હોય એમ રમને લાગ્યું. જાણે એ કહેતો હોય કે "પ્રાણ સાટે પ્રાણ. સ્નેહ સાટે સ્નેહ, હૃદય સાટે હૃદય અને જીવન સાટે જીવન હોવું જ ઘટે, માટે રામગઢની મુગ્ધા રાજકન્યા! અંબર તેને ભૂલી શકે એમ નથી એ ન ભૂલી જા."

"ના, નહિ ભૂલી જાઉં" રમાએ કલ્પનામાં જ જવાબ આપ્યો.

દિવાની બાજુએ ઉડતો એક પતંગ એ કાગળના પટ પર આવી બેઠો. હા! જીવને સ્નેહ સાટે હોમનાર પતંગ! શું રમા તેના કરતાં પણ નપાત્રટ હતી કે સ્નેહ સાટે સ્નેહ ને જીવન સાટે જીવન ન આપે?

તે ઉઠી. કાગળને શય્યાના તકીયા હેઠળ અર્ધો ખુલ્લો મુક્યો.

ને પછી દબાતે પગલે બહાર નીકળી. બહાર વ્યોમપટમાં ઝળકતા તારાઓ રામગઢની એ આદર્શ સ્નેહવતી કન્યાને અભિનંદન અર્પી રહ્યા! વાયુએ સ્નેહનાં ધેનગીત ગાયાં–ચાંદનીએ એ સુન્દરીના પ્રેમપથમાં ચમકતી જ્યોત્સ્ના વેરી! ચંદ્રે શીતળતાની અમૃત સમી ફરફર પૃથ્વીપટે વરસાવી!

નિષ્ઠુર વિધિ આ બધો આડંબર જોઇ કઠોર ભાવે હસી રહી!

*

## પ્રકરણ ૧૭ મું

### રામગઢના ગઢ બહાર

સવાર પડી: આજે રામગઢના વીર સૈનિકો અનેરા ઉત્સાહથી જાગ્યા. કારણ આજ પ્રયાણ કરવાનું હતું.

ક્યાં? શાનું?

અજયગઢ તરફ! અને જીતવાનું!

રાજા રામસિંહ પણ આજ અપૂર્વ ઉત્સાહથી જાગ્યો હતો. તેણે નિત્યકર્મ કરી લઈ યુદ્ધનો પોષાક સજ્યો. મહેલની બહાર ચોગાનમાં સૈનિકો એકઠા થતા જતા હતા.

એટલામાં એક દાસી ધ્રુજતી આવી "મહારાજ! રમા બા જડતાં નથી!"

"હેં!" રામસિંહે કહ્યું.

"હા–ને તેમના બીછાના પરથી આ ચીઠ્ઠી મળી."

એમ કહી કંપતે હાથે દાસીએ રાજાને ચીઠ્ઠી આપી.

રામસિંહે તે વાંચી. ક્રોધથી તેનું આખું અંગ ધ્રુજી રહ્યું.

"મૂર્ખ છોકરી! હું જ્યારે રામગઢનું મોં ઉજળું કરવા યત્ન કરૂં છું, ત્યારે એ તેને કલંક લગાડવા ચાહે છે? માતાના સ્નેહ કરતાં–જન્મભૂમિ પ્રત્યેના ભક્તિભાવ કરતાં–રજપુત સ્ત્રીને મન કશું અધિક ન હોવું જોઈએ. રામગઢને નીચું જોવા જેવું એ છોકરીએ કર્યું"

એમ કહી તેણે એ ચીઠ્ઠી ચીરેચીરા કર્યા. ક્રોધથી અર્ધ ગાંડા જેવો તે મહેલની સીડી ઉતરતો નીચે ચોગાનામાં આવ્યો.

ચોગાનમાં રામગઢના પ્રચંડ યોધ્ધાઓ એકત્ર થયા હતા. તેમણે એકી અવાજે ઘોષણા કરી "મહારાજા રામસિંહનો જય થાઓ!"

રામસિંહ એ યોદ્ધાઓના સમૂહ તરફ ઘડીભર ગર્વભરી નજરે જોઈ રહ્યો,

પછી તેણે પોતાની તલ્વાર મ્યાનમાંથી બહાર કાઢી ને એકત્ર થયેલા સૈન્યને સંબોધીને કહ્યું.

"વીરો! યાદ રાખો અજયગઢે બે વાર તમને નીચું જોવડાવ્યું છે. આજ તમે ત્રીજી વાર ઉઠયા છો. દૃઢ નિશ્ચય કરો કે આ વખતે મુખ ઉજળું રાખીને જ પાછા ફરવું છે. રામગઢની ધજા બે દિવસ

પછી અજયગઢના કિલ્લા પર ફરફરવી જોઇએ. સ્મરણમાં રાખો કે તમારા રાજાને અજયગઢના રાજાએ બંધીવાન બનાવ્યો હતો. તમે તેનો બદલો લઇ એ અભિમાની સમરસિંહને અહીંનો રાજકેદી બનાવો ત્યારે જ ખરા રજપુત કહેવાઓ !"

"એમ જ થશે ! એમ જ થશે !" અનેક યોદ્ધાઓ એક સાથે પોકારી ઉઠયા.

ને એ પોકારની સાથે સેંકડો તલ્વારો એક સાથે મ્યાનમાંથી નીકળી પડી. એ બધાનો એકત્ર પ્રકાશ વિજળીની રાશિ સમો લાગ્યો.

"જુવો ! આ વખત મારવું કે મરવું એ નિશ્ચય કરીને જ પ્રયાણ કરવાનું છે, તમારામાંથી જેને મૃત્યુનો ભય હોય તે અહીં જ રહે."

"કોઇને નથી ! કોઇને નથી !" સૈન્યસમૂહમાંથી અનેક અવજ સંભાળાયા.

"ધન્ય છે ! આજ તમે ખરા રજપુતનો સ્વભાવ દેખાડયો છે. તમારી તલ્વારને ચુંમીને મ્યાન કરો !"

ને સૌ યોદ્ધાઓ પોતાની વ્હાલી તલ્વારને, પોતાની આબરૂ જાળવનાર તલ્વારને–ચુંમી રહ્યા ને પછી મ્યાન કરી.

"ચાલો તૈયાર !" રામસિંહે કહ્યું.

સૌ સજ્જ થઈ ગયા. રણશીંગાના અવાજ કાને અથડાવા લાગ્યા. શૌર્યનું વાતાવણ પ્રસરી રહ્યું. વીરતાની ઉત્કટ ને તીવ્ર સુવાસ યોદ્ધાઓને હૃદયખંડે પ્રસરી રહી. તેમના મુખ પર ઉલ્લાસ અને તેજ રમી રહ્યાં. અજયગઢને જીતવાનો આજ આ યોદ્ધાઓએ પાકો નિશ્ચય કર્યો હતો.

કેટલાક અશ્વ પર ચઢી તૈયાર થઇ ગયા. રાજગોરે આવી રાજા રામસિંહને તિલક કર્યું, વિજયશ્રી વરવાનો આશીર્વાદ આપ્યો, ને રામસિંહ અશ્વ પર ચઢી આગળ વધ્યો.

અર્ધા કલાક બાદ રામગઢનું એ બહાદૂર સૈન્ય રામગઢના ગઢની બહાર નીકળ્યું. એ સૈન્યને મોખરે રામગઢનો વીર રાજા રામસિંહ અશ્વ પર બેઠેલો નજરે પડતો હતો.

*

## પ્રકરણ ૧૮ મું
### રાજકન્યાની મનોદશા

રાજકુમારી વિજયવતી જ્ઞાનશૂન્ય થઇ ગઇ હતી. સમસ્ત સંસાર તેને તેજહીન અને એ સંસારની સકળ વસ્તુઓ તેને આભાસહીન જણાવા લાગી. ન્હોતું નિદ્રાનું જ્ઞાન—ન્હોતી ભોજનની આકાંક્ષા ! અંતરામાં કોઇ પ્રચંડ વેદનાનો દાહ તેને સળગાવી રહ્યો હતો.

અંબરને કેદમાં પડયાં ૭ દિવસ વીતી ગયા હતા. આજ સાતમા દિવસની સ્હવાર હતી. વિજયવતીએ જળ કે અન્ય વિના કારાગૃહમાં એ જીવતો રહી જાય એ માટે અખંડ ભાવે પ્રભુ પાસે પ્રાર્થના કરી હતી. એ ૭ દિવસની પ્રત્યેક પળ એણે એ ચિન્તનમાં ગાળી હતી. વાતાવરણમાં એ જ ચિન્તા સિવાય એને કશું જણાતું નહોતું. દાસીએ આવીને કહ્યું " બા સાહેબ ! આમ કયાં સુધી કરશો ? સાતમા દિવસનું વ્હાણું વાયું ! ચિન્તા કયાં સુધી કરશો ? થનાર તે થશે જ ! "

" શું સૂર્યે ઉદય ને અસ્ત પામવાનો ક્રમ હજી ચાલુ જ રાખ્યો છે ? ના—ના એમ ન હોય. એ દેવદેવ દિવાકર એટલા કઠોર ન હોય, આ દીનહીન રાજકન્ય પ્રત્યે આટલા નિષ્ઠુર ન હોય. મને તો દિવસ રાત કશું જણાયું નથી. પણ કહે, કેદીના શા સમાચાર છે ? "

હજી સુધી જીવે છે-હમણાં જ ચોકીદારે તમારા પિતાશ્રીને ખબર આપી. પણ છેક જ ચેતનહીન—બોલતાં હવે તો બહુ કષ્ટ પડે છે. પણ આજનો દિવસ નીકળી જાય તો સૌ સારૂં થાય. "

" પ્રભુ કરે ને એ જીવે, રે ! એ અજયગઢનું નાક છે. એવો

વીર–એવો ઉદાર, એવો સુશીલ યોધ્ધો જડે એમ નથી, ભગવાન! દીનશરણ! તમારી આ રંક કન્યાની પ્રાર્થના જરૂર સાંભળજો.”

“સાંભળશે બા! ભગવાન જરૂર સાંભળશે” દાસીની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

“વીણા! એ મારૂં પ્રાણતત્વ છે, મારૂં આત્મઓજસ્ છે. એના વિના સૂનો છે મારે મન આખો સંસાર! આ આંખો એના રૂપની પૂજારણ છે; આ હૃદય એના ગુણોના દૃઢ પાશે બંધાયેલું દાસ સમાન થઇ રહ્યું છે. આ દેહ એની ચરણસેવા માટે ઉત્કંઠિત છે, પણ વીણા! એ બધું શું બનશે? કઠોર વિધાતા આજનો દિવસ થોડી દયા શું દેખાડશે? પ્રભો! જીવનને સાટે જીવન લેવાનો તમારો ન્યાય હોય તો મારૂં જીવન લઇને પણ અજયગઢના એ શ્રેષ્ઠ નરવીરને જીવન અર્પો!”

“બધું સારૂં થશે બા સાહેબ!” દાસી વીણાએ રૂંધાયેલે સાદે દિલાસો આપ્યો.

“વીણા! એક કામ ન કરે? હું કોઈ રીતે એને એક વાર નજરે જોઇ શકું એવું ન કરે?”

“ક્યાંથી બને? ચોકીદારો છે ને?”

“વિચાર કરી જો, કોઈ માર્ગ સૂઝી આવશે.”

વીણા વિચારી રહી. હોઠે આંગળી મૂકી ભ્રુકુટી સ્હેજ ઉંચી ચઢાવી કોઈ માર્ગ ખોળવા લાગી. થોડીવારે ભ્રુકુટી નીચી થઈ. હોઠ પરની આંગળી ખસેડી તેણે કહ્યું.

“હા–એક માર્ગ છે!”

“શો? જલ્દી બોલ!”

“એ જે ઓરડીમાં કેદ છે તેની પાછલી બારી બહાર ખુલ્લા

અર્ધા કલાક બાદ રામગઢનું એ બહાદૂર સૈન્ય રામગઢના ગઢની બ્હાર નીકળ્યું. એ સૈન્યને મોખરે રામગઢનો વીર રાજા રામસિંહ અશ્વ પર બેઠેલો નજરે પડતો હતો.

*

## પ્રકરણ ૧૮ સું

### રાજકન્યાની મનોદશા

રાજકુમારી વિજયવતી જ્ઞાનશૂન્ય થઇ ગઇ હતી. સમસ્ત સંસાર તેને તેજહીન અને એ સંસારની સકળ વસ્તુઓ તેને આભાસહીન જણાવા લાગી. ન્હોતું નિદ્રાનું જ્ઞાન—ન્હોતી ભોજનની આકાંક્ષા! અંતરામાં કોઇ પ્રચંડ વેદનાનો દાહ તેને સળગાવી રહ્યો હતો.

અંબરને કેદમાં પડયાં છ દિવસ વીતી ગયા હતા. આજ સાતમા દિવસની સ્હવાર હતી. વિજયવતીએ જળ કે અન્ય વિના કારાગૃહમાં એ જીવતો રહી જાય એ માટે અખંડ ભાવે પ્રભુ પાસે પ્રાર્થના કરી હતી. એ છ દિવસની પ્રત્યેક પળ એણે એ ચિન્તનમાં ગાળી હતી. વાતાવરણમાં એ જ ચિન્તા સિવાય એને કશું જણાતું નહોતું. દાસીએ આવીને કહ્યું "બા સાહેબ! આમ કયાં સુધી કરશો? સાતમા દિવસનું વ્હાણું વાયું! ચિન્તા કયાં સુધી કરશો? થનાર તે થશે જ!"

"શું સૂર્યે ઉદય ને અસ્ત પામવાનો ક્રમ હજી ચાલુ જ રાખ્યો છે? ના–ના એમ ન હોય. એ દેવદેવ દિવાકર એટલા કઠોર ન હોય, આ દીનહીન રાજકન્ય પ્રત્યે આટલા નિષ્ઠુર ન હોય. મને તો દિવસ રાત કશું જણાયું નથી. પણ કહે, કેદીના શા સમાચાર છે?"

હજી સુધી જીવે છે–હમણાં જ ચોકીદારે તમારા પિતાશ્રીને ખબર આપી. પણ છેક જ ચેતનહીન—બોલતાં હવે તો બહુ કષ્ટ પડે છે. પણ આજનો દિવસ નીકળી જાય તો સૌ સારૂં થાય."

"પ્રભુ કરે ને એ જીવે, રે! એ અજયગઢનું નાક છે. એવો

વીર–એવો ઉદાર, એવો સુશીલ યોધ્ધો જડે એમ નથી, ભગવાન! દીનશરણ! તમારી આ રંક કન્યાની પ્રાર્થના જરૂર સાંભળજો."

"સાંભળશે બા! ભગવાન જરૂર સાંભળશે" દાસીની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

"વીણા! એ મારૂં પ્રાણતત્વ છે, મારૂં આત્મઓજસ્ છે. એના વિના સૂનો છે મારે મન આખો સંસાર! આ આંખો એના રૂપની પૂજારણ છે; આ હૃદય એના ગુણોના દૃઢ પાશે બંધાયેલું દાસ સમાન થઇ રહ્યું છે. આ દેહ એની ચરણસેવા માટે ઉત્કંઠિત છે, પણ વીણા! એ બધું શું બનશે? કઠોર વિધાતા આજનો દિવસ થોડી દયા શું દેખાડશે? પ્રભો! જીવનને સાટે જીવન લેવાનો તમારો ન્યાય હોય તો મારૂં જીવન લઇને પણ અજયગઢના એ શ્રેષ્ઠ નરવીરને જીવન અર્પો!"

"બધું સારૂં થશે બા સાહેબ!" દાસી વીણાએ રૂંધાયેલે સાદે દિલાસો આપ્યો.

"વીણા! એક કામ ન કરે? હું કોઈ રીતે એને એક વાર નજરે જોઇ શકું એવું ન કરે?"

"ક્યાંથી બને? ચોકીદારો છે ને?"

"વિચાર કરી જો, કોઈ માર્ગ સૂઝી આવશે."

વીણા વિચારી રહી. હોઠે આંગળી મૂકી ભ્રુકુટી સ્હેજ ઉંચી ચઢાવી કોઈ માર્ગ ખોળવા લાગી. થોડીવારે ભ્રુકુટી નીચી થઈ. હોઠ પરની આંગળી ખસેડી તેણે કહ્યું.

"હા–એક માર્ગ છે!"

"શો? જલ્દી બોલ!"

"એ જે ઓરડીમાં કેદ છે તેની પાછલી બારી બહાર

મેદાનમાં પડે છે. આપણે છૂપીરીતે જઇએ તો તમે ત્યાંથી એને જોઇ શકો."

"હા—બરાબર માર્ગ શોધ્યો. પિતાજી હમણાં પ્રભુસેવામાં છે તેટલામાં ચાલ આપણે ત્યાં જઇ પાછાં આવતાં રહીએ."

"ચાલો !"

ને એ બે રજપુતાણીઓ ઉતાવળે પગલે, પણ સાવધાનીથી, રાજમહેલના બગીચામાં આવી. બગીચો વટાવી બહાર નીકળી કિલ્લાના પાછલા ભાગ તરફ ચાલી.

*

## પ્રકરણ ૧૯ મું

### રણરંગ

રજપુતના જીવનનો સૌથી વધારે ઉલ્લાસભર્યો પ્રસંગ યુદ્ધ હોય છે. રજપુતનાં સ્વપ્નાં, રજપુતની આશા, રજપુતના જીવનનું ધ્યેય, યુદ્ધમાં વીરતા રાખવી વિજયશ્રીને વરવાનું કે સમરભૂમિમાં પ્રાણ સમર્પણ કરવાનું હોય છે.

એવો ચીરવાંચ્છિત વિરલ પ્રસંગ આજ રામગઢના રજપુત સૈનિકોને પ્રાપ્ત થયો હતો. શત્રુરાજ્યને પરાસ્ત કરવા આજ એ સૈનિકો વિજળી વેગે ધસ્યા જતા હતા. તેમના અંતરમાં યુદ્ધનો ઉલ્લાસ ઉછળી રહ્યો હતો, નસનસમાં વીરતાનો ધોધ ધમધમ પછાડા મારી વહેતો હતો તલ્વાર કમરે હતી, પણ આંખોમાંથી તલ્વારની ઝરતી વિજળીનું તેજ ઝરી પડતું. કર્ણમાં સમરભૂમિનો કોલાહલ તલ્વારના ખણખણાટ, અશ્વોનો હણહણાટ, ઘાયલની ચીસો એ સૌ વાગી રહેતાં. પોતાના શૌર્યની કલ્પનાની રેખાઓ સતેજ ભાવે બુદ્ધિપટ પર અંકિત થઈ ઉઠતી ને એ કલ્પનાપ્રદેશમાં મહાલતા એ સૈનિકો આગળ ને આગળ ધસ્યા જતા હતા.

સૌભાગ્યવતી નદી પાર કરી અજયગઢના રાજ્યની સીમમાં ઉતરતાં જ એ રાજ્યના ગુપ્તચરે રાજા સમરસિંહને વિજળીવેગે આ સમાચાર પહોંચાડયા.

એ વર્તમાન સાંભળી રાજા સમરસિંહની આંખમાં ક્રોધના અંગારા ધખધખી રહ્યા. નસોમાં શાંત ભાવે વહેતું લોહી ઉકળેલા પાણીની પેઠે ઉછળવા લાગ્યું. ક્રોધના આવેશથી એ કંપી રહ્યો. સામી ભીતે પડેલી તલ્વાર ઉપાડી. એક વાર તેના પ્રતિ દ્દષ્ટિ ફેંકી ને તિરસ્કારપૂર્વક એક ધીરૂં સ્મિત કરી તેને ચૂંમી, ને એ ઉઘાડી તલ્વારે બહાર આવી સીપાઇને સુમનસિંહને બેલાવવા ત્વરિત સૂચના કરી. અંબર પ્રછી સુમનસિંહ હવે સેનાપતિપદે હતો..

સુમનસિંહ આવી પહોંચે તેટલા સમય દરમ્યાન વૃદ્ધ સમરસિંહ અતી ઝડપથી આમથી તેમ ફરવા લાગ્યો. દુરહના શિકારને જોઇ પાંજરામાંનોસિંહ જેટલી ધગશથી ફરે એટલી ધગશથી તે પોતાના ખાસ ઓરડાની બહારની રવેશમાં એક છેડેથી બીજે છેડે આંટા મારવાં લાગ્યો.

તેને વિચાર આવ્યો. અંબર હોત તો ? આજ શો ઉલ્લાસ મચી રહેત ? બે બે વાર એ જ સૈન્યને તેણે પરાસ્ત કર્યું હતું. તેને છૂટો કરતાં યે હવે કશું વળે તેમ ન્હોતું, કારણ કે આજે સાતમા દિવસની સવાર હતી. તે ૭ દિવસને ૭ રાત થયાં અન્ન ને જળ વગરનો કારાગૃહમાં પડયો હતો ને તેના શરીરમાં ચેતન ન્હોતુ.

રાજાને અંતરમાં ડંખ થવા લાગ્યો. શું તેણે અંબર પ્રતિ ન્યાય દેખાડતો હતો ? તેનો ગુન્હો શો હતો ? તે એક રજપુતાણીને ચ્હાતો હતો ને એ પ્રેમને વફાદાર રહેવા એ કશું કરતાં અચકાયો ન્હોતો. રાજાની દૃષ્ટિએ એ દોષિત હશે, પણ અત્યારે એ રાજા અંબરના દરેક કાર્યને અંબરની દૃષ્ટિએ તપાસી રહ્યો તો તેમાં તેને અપરાધ ન જણાયો.

અધિક પ્રેરી રહી. અશ્વો એ કોલાહલથી નાચી રહ્યા, જાણે કોઈ ઉત્સવભૂમિમાં હોય !

પણ આજ પ્રભુએ અજય ગઢનો પરાજય નિર્મ્યો હતો. જો આ ત્રીજી વાર અજયગઢનો જય થાય તો તો વિધિની વિચિત્ર અનિશ્ચિતતા કેમ સાબિત થાય ? સ્વયં પ્રભુનું સૃષ્ટિનિર્માણ પણ એ જ સિદ્ધાંતપર છે. છાયા પછી તાપ–સુખ પછી દુઃખ–વિજય પછી પરાજય–હર્ષ પછી શોક !

બે કલાકમાં અજયગઢના સૈનિકો વધારે પ્રમાણમાં મર્યા હોય એમ જણાઈ આવ્યું. તેમની સંખ્યા ઘટતી ગઇ. સુમનસિંહ જીવ પર આવી લડી રહ્યો હતો. વૃદ્ધ રાજાના વાક્યો તેના કાનમાં ગુંજી રહ્યાં હતાં ને એ ગુંજન એને નવી પ્રેરણા આપી રહ્યું હતું છતાં સંજોગો પરાજયના દેખાઈ રહ્યા હતા.

ને બીજા અર્ધાકલાક પછી રામગઢનું સૈન્ય અજયગઢના દરવાજા ખોલી શહેરમાં દાખલ થયું રાજા રામસિંહ ને પુષ્પા સૌની આગળ ધસમસ્યાં જતાં હતાં.

કારણ ?

કારણ કે પોતાની પુત્રીને ખોળવા–ખોળી કાઢી નીરખવા–રામસિંહ ઉત્સુક હતો વળી તેણે અંબરને યુદ્ધમાં જોયો ન્હોતો, એટલે તેનુ શું થયું હશે તે જાણવા પણ એ ઉત્સુક હતો.

તે રાજમહેલમાં ધસ્યો.

ત્યાં આવતાં તેણે શું જોયું ?

રાજા સમરસિંહ આત્મહત્યા કરી પોતાના ખંડમાં નિશ્ચેતન થઈ પડ્યો હતો,

રામસિંહ જોઇ રહ્યો ! એ પ્રચંડકાય વૃદ્ધ સમરસિંહ–અજયગઢનો વીરસદ્ચરિત્ર નૃપતિ–પરાસ્ત મુખે જીવવા કરતાં મૃત્યુને સહર્ષ ભેટી ચુક્યો હતો. એ મૃત શરીરના મુખ પ્રતિ રામસિંહે એક દૃષ્ટિ



એ સૈન્યને મોખરે રામગઢનો વીર રાજા રામસિંહ અશ્વ પર
બેઠેલો નજરે પડતો હતો”

ફેંકી ! ત્યાં ન્હોતી વિષાદની રેખા, ન્હોતું ગભરાટનું એક ચિન્હ ! ત્યાં પરમ શાંતિ, અડગ નિશ્ચિંતતા, અપૂર્વ વીરતા, ને દૃઢ સંયમ રમી રહ્યાં હતાં !

વીર વીરને જાણે ! રામસિંહ વીર હતો ને આજ તેણે સમરસિંહ જાણ્યો ! તેની આંખોને ખુણે આંસુની ભીનાશ પ્રસરી રહી. હૈયું સ્હેજ ગળગળું થયું, પોતાના વિજયમાં કંઇક ડંખ લાગ્યો, ઉણપ લાગી !

રામસિંહને આજ પોતાના પર તિરસ્કાર આવ્યો, બે બે વાર પરાસ્ત થયા છતાં તે જીવતો રહ્યો હતો—તેણે સંસારને પોતાનું કલંકિત મુખ દેખાડ્યું હતું, જ્યારે સમરસિંહે પહેલી જ હારે મૃત્યુનો ભેટો કર્યો હતો, સંસારને પોતાનું દૂષિત મુખ દેખાડ્યું નહોતું.

ત્યારે ખરો રજપુત કોણ હતો ?

તે કે સમરસિંહ ?

" સમરસિંહ ! સમરસિંહ ! " તેનાં કાનમાં જવાબ ગુંજી રહ્યો.

ને લાગણીને વશ થઇ એ રામગઢનો રાજા ગુંઠણે પડ્યો ને સમરસિંહ પાસે નીચા વળી તેનો હાથ પોતાની છાતી પર દાબ્યો. તેની આંખમાંનાં આંસૂ એ ચેતનહીન હસ્ત પર ખર્યાં ! હા રજપુત ! વીર ! સમરહિ !

*

## પ્રકરણ ૨૦ મું

### જય કે પરાજય ?

સૂર્યનાં પ્રખર કિરણોનો પણ એ અંધારી કારાગૃહની ઓરડીમાં બહુજ ઓછો પ્રભાવ પડતો. ચારે બાજુ કાળી ઉંચી ભયાનક દિવાલો ! પછીતની દિવાલમાં એક નાની બારી ઉંચે હતી, તેમાં લોખંડના સખ્ત સળીઆઓ જડયા હતા તેમાંથી જ માત્ર થોડો પ્રકાશ, ને હવા અજવાળું આવતાં. એક મનુષ્ય અન્ય મનુષ્યને મા

આવી ઓરડી બંધાવે એ મનુષ્યહૃદયનો ચોખ્ખો ગેર ઉપયોગ હતો, પણ આ સંસારમાં હૃદયનો સદ્ઉપયો કેટલા કરે છે ?

હા ! આજ સાતમો દિવસ હતો. ! આજ છેલ્લો દિવસ હતો ! અન્નનો દાણો મોંમાં નાખ્યા સિવાય કે પાણીનું ટીપું જીભને અડાડયા સિવાય અંબરે, અજયગઢના એક વારના સેનાપતિએ, સતત્ ૭ દિવસ ને ૭ રાત ગાળી હતી. આજ સાતમો ને છેલ્લો દિવસ હતો ! આજ એ જીવી જાય તો વિધતાએ તેની તરફેણમાં પાસો નાંખ્યો ગણાય ! આજ એ જીવી જાય તો બીજા કેટલાક વર્ષ એ વીર જીવી શકે ! પણ–

પણ વિધાતા યંત્રવત્ ઇન્સાફ સિવાય અન્ય કૈં કયારે સમજી છે ? દયા, માયા મમતા કે ક્ષમા તેને કયારે વસી છે ? અંબર છેક જ ચેતન રહીત થઇ ગયો હતો. બોલવું પણ મુશ્કેલ હતું. બોલવાનો યત્ન કરતાં જીભ તાળવાને ચોંટી જતી. સાત દિન ને રાત શિથિલ-ભાવે ચટાઇ પર પડયાં રહેતાં ને અન્નજળ ન પામતાં તેના સુગંઠિત ને મજબુત ગાત્રો ધીરે ધીરે ઢીલાં ને દુબળાં પડવા લાગ્યાં.

પ્રભાત થતાં પછીતની ભીંતની ઉંચી બારીમાંથી આવતી સૂર્ય-જયોતિ તરફ પોતાની નિસ્તેજ ને ઉંડી ઉતરી ગયેલી આંખો ફેરવી એ જયોતિને મનમાં ને મનમાં જ વંદતો. કવચિત્ એ બારીમાંથી આવતી એકાદ શીતળ, ધીમી વાયુ લહરીને તે અંતરમાં ને અંતરમાં જ અભિનન્દતો. રાત્રે નિદ્રાધીન થતાં પહેલાં સર્વજ્ઞ અંતર્યામીની ભાવપ્રાર્થના–મુંગી પ્રાર્થના–તેના હૃદયમાં ઉદ્ભવતી, વેગ પામતી ને શમાતી, શમી જતાં એ હૃદયને શાશ્વત શાન્તિ અર્પતી ને એ વીર નિદ્રાવશ થતો.

છેલ્લા ૭ દિવસના નિયમ પ્રમાણે આજ પ્રભાતે પણ તેને ા તરફ પોતાની ઉંડી ને નિરાશાની અનેક વાતો પ્રગટ કરતાં

આંખો ફેરવી. સૂર્યજ્યોતિને જોઇ, બે ત્રણ વાર જોઈ, ને એ જ્યોતિ અર્પનાર જ્યોતિર્મય પ્રભુનો પાડ માન્યો. તે જીવવા ઇચ્છતો હતો—હા! જીવવા અવશ્ય ઇચ્છતો હતો! પોતાને માટે નહિ પણ—

પણ કોને માટે?

એ હૃદયમૂર્તિ રમા માટે! એ જીવનજ્યોતિ સમી નિર્દોષ શાશ્વત પ્રતિમા રમાકુમારી માટે! અંબરના અંતરને ખંડે ખંડે જેના પ્રણયની સુવાસ મ્હેકી રહી હતી, અંબરના પાંપણોની મીટે મીટે જેની સ્નેહકળી ઉઘડતી ને બીડાતી જતી ગેલ કરતી, અંબરના રક્ત વહનમાં જેના સ્નેહનું સત્વ સર્વાંશે મિશ્રિત હતું એવી શામગઢની રાજકન્યા—ગુણની પરમ મૂર્તિ, સૌમ્યતાનો સાક્ષાત આદર્શ ને જ્યોતિભરી પ્રકાશરાશિ સમી રાજકન્યા—રમાને માટે પણ એ જીવવા ઇચ્છતો હતો ને છતાં જો નિષ્ઠુર વિધાતાએ સમરસિંહના આ શાસન દ્વારા તેનું મૃત્યુ નિર્મ્યું હોય તો એ દયાહીન વિધિ પાસે મરતી વખતે તે એક જ યાચના કરવા મ્હાતો હતો ને તે—

તે યાચના સંસારની જે પરમ ગુણવતી ને રૂપવતી સુન્દરી તેની જીવનસહચરી થનાર હતી ને જેને તેની જીવનસંગિની થતાં અટકાવનાર એ ક્રુર વિધાતા જ હતી તે સુન્દરીને મૃત્યુ પહેલાં, છેલ્લો શ્વાસ લેતા પહેલાં, તે એક વાર,—હા! માત્ર એક જ વાર—નિરખી લઇ, પછી તે પરમ જ્યોતિર્મય પ્રભુના પાદારવિંદમાં જવા ઇચ્છતો હતો.

આ એની ઝંખના હતી, આ એની પ્રાર્થના હતી, આ હવે તેના જીવનનું એક માત્ર ધ્યેય હતું. આ તેના નેત્રની એક જ પિપાસા હતી, આ—ને માત્ર આ જ—હવે તેના કરમાતા ને નિરાશ થતા અંતરની એકમાત્ર લાલસા હતી!

તેણે ઉંચું જોયું. ઉંચે એ ઓરડીનું શ્યામવર્ણું ને બીહામણું લાગતું છાપરૂં હતું. એ છાપરાંને ભેદી તેની કલ્પનાએ તેને આકાશનાં દર્શન કરાવ્યાં ને એ કાલ્પનિક વ્યોમ પ્રતિ જોઇ તેણે મનમાં ને મનમાં જ પ્રભુની પ્રાર્થના કરી કે રમાને તે એક વાર જુએ.

તેણે ક્ષણભર પોતાની ફીકકી આંખો મીંચી દીધી. અંતરમાં એ પ્રાર્થનાએ બળ આપ્યું–રમા હમણાં આવશે એવો કોઈ કાલ્પનિક વિશ્વાસ અંતર આપી રહ્યું. તેને આશ્વાસન મળ્યા જેવું થયું–એણે સુખનો, શ્રદ્ધાનો, આશાનો એક શ્વાસ લીધો ને પૂનઃ આંખો ઉઘાડી ને–

ને આંખો ઉઘડતાં જ કુદરતી રીતે તેની દ્રષ્ટિ પાછલી દિવાલવાળી બારી તરફ ઠરી. ત્યાં તેણે શું જોયું ?

રાજકુમારી વિજયવતી ને તેની દાસી વીણા અનિમિષ નેત્રે તેના તરફ જોઇ રહ્યાં હતાં.

અંબરની કરમાયલી આંખો પળભર ત્યાં ઠરી રહી. રે! તેના મૃત્યુની કરૂણતા જોવા એ રાજકન્યા શાને આવી! વીર ઇચ્છે છે કે તે સહન કરતાં કરતાં જ મરી જાય, એ સહન કરતાં તેની થતી દશા કોઇ પારખી જાય એ તેની વીરતાને ખૂંચે છે ને તેથી જ અત્યારે અંબરના અંતરમાં કંઇક ખૂંચવા લાગ્યું.

વિજયતી એકીટશે જોઇ રહી હતી. અંબરની આવી દશા જોઇ તેનો કંઠ રૂંધાતો હતો, કંઠમાની એ કરૂણતા કંઠના સ્નાયુમાં તરવરી રહી હતી. રે! અંબર એ આટલે દૂરથી જોઇ શકતો હોત ?

અંબરે મોં ઉઘાડી સુકાતી જીભ તરફ પોતાની દુર્બળ ધ્રૂજતી આંગળી દેખાડી સૂચવ્યું કે તેને પાણી જોઇએ.

પાણી? હા પાણી! પણ અફસોસ અજયગઢની એ રાજ-કન્યા જેને [illegible]વનથી અધિક વ્હાલી હતી તેને અત્યારે એક પાણીનું ટીપું પણ આપી શકે એટલો અધિકાર ધરાવતી ન્હોતી! રે! વિધિની શી વિચિત્રતા! શી નઠોરતા!

આ વિચારે વિજયવતી ગળગળી થઇ, અંતરની કરૂણતા કંઠમાં એકત્ર થઇ છેવટે પ્રવાહી રૂપ લઈ નેત્ર દ્વારા પ્રકાશમાં આવી. વિજયવતીની આંખમાંથી આંસુનાં થોડાંક ટીપાં સરી પડયાં.

વિજયવતીએ પ્રભુ પાસે એ વખતે માગ્યું કે આંસૂનાં એ ટીપાં છેક નીચે પહોંચે ને પાણીને અભાવે મરવા પડેલા એ વીર સેનાપતિના મુખમાં એ આંસુ પ્રવેશી તેની જીભને ભીની કરે.

પણ ના–વિધિ એ કયાં માને તેમ હતી? એ આંસૂ તો કાળી ઓરડીની એ બારીના શુષ્ક શ્યામ પત્થર પર પડયાં ને સરી ગયાં. પત્થર ભીનો થયો, પણ હાય! તેના પ્રાણથી પણ અધિકતર એ અંબરની જીભ ભીની ન જ થઈ!

પુનઃ તેણે અંબર પ્રતિ જોયું. તે હવે સાદડી તરફ નીચું જોઈ બેઠો હતો. આવી અવસ્થામાં પણ તેનું ધૈર્ય, તેની અડગ શ્રદ્ધા, તેની અપ્રતિમ વીરતા; એ સર્વ જાણે તેના શરીરના પ્રત્યેક અવયવોમાંથી નીતરતાં હોય એવી રાજકન્યાને કલ્પના થઇ.

તે જોઈ રહી—જોઇ જ રહી–એ રૂપ, એ વીરતા કરમાયા છતાં કેટલાં મોહક હતાં?

અંબરે પુનઃ તેના તરફ જોયું, વિજયવતીનું અંતર પશ્ચાતાપથી કોરાઇ જવા લાગ્યું, અંબરનાં સર્વ દુઃખનું મૂળ શું એ ન્હોતી? હતી—હતી જ! ને એ વિચારે તેનું હૃદય શેકાઇ જવા લાગ્યુ.

તેણે ઉંચું જોયું. ઉંચે એ ઓરડીનું શ્યામવર્ણું ને બીહામણું લાગતું છાપરૂં હતું. એ છાપરાંને ભેદી તેની કલ્પનાએ તેને આકાશનાં દર્શન કરાવ્યાં ને એ કાલ્પનિક વ્યોમ પ્રતિ જોઇ તેણે મનમાં ને મનમાં જ પ્રભુની પ્રાર્થના કરી કે રમાને તે એક વાર જુએ.

તેણે ક્ષણભર પોતાની ફીકકી આંખો મીંચી દીધી. અંતરમાં એ પ્રાર્થનાએ બળ આપ્યું–રમા હમણાં આવશે એવો કોઈ કાલ્પનિક વિશ્વાસ અંતર આપી રહ્યું. તેને આશ્વાસન મળ્યા જેવું થયું–એણે સુખનો, શ્રદ્ધાનો, આશાનો એક શ્વાસ લીધો ને પૂનઃ આંખો ઉઘાડી ને–

ને આંખો ઉઘડતાં જ કુદરતી રીતે તેની દ્રષ્ટિ પાછલી દિવાલવાળી બારી તરફ ઠરી. ત્યાં તેણે શું જોયું ?

રાજકુમારી વિજયવતી ને તેની દાસી વીણા અનિમિષ નેત્રે તેના તરફ જોઇ રહ્યાં હતાં.

અંબરની કરમાયલી આંખો પળભર ત્યાં ઠરી રહી. રે! તેના મૃત્યુની કરૂણતા જોવા એ રાજકન્યા શાને આવી! વીર ઇચ્છે છે કે તે સહન કરતાં કરતાં જ મરી જાય, એ સહન કરતાં તેની થતી દશા કોઇ પારખી જાય એ તેની વીરતાને ખૂંચે છે ને તેથી જ અત્યારે અંબરના અંતરમાં કંઇક ખૂંચવા લાગ્યું.

વિજયતી એકીટશે જોઇ રહી હતી. અંબરની આવી દશા જોઇ તેનો કંઠ રૂંધાતો હતો, કંઠમાની એ કરૂણતા કંઠના સ્નાયુમાં તરવરી રહી હતી. રે! અંબર એ આટલે દૂરથી જોઇ શકતો હોત ?

અંબરે મોં ઉઘાડી સુકાતી જીભ તરફ પોતાની દુર્બળ ધ્રૂજતી આંગળી દેખાડી સૂચવ્યું કે તેને પાણી જોઇએ.

પાણી? હા પાણી! પણ અફસોસ અજયગઢની એ રાજ-કન્યા જેને જીવનથી અધિક વ્હાલી હતી તેને અત્યારે એક પાણીનું ટીપું પણ આપી શકે એટલો અધિકાર ધરાવતી ન્હોતી! રે! વિધિની શી વિચિત્રતા! શી નઠોરતા!

આ વિચારે વિજયવતી ગળગળી થઇ, અંતરની કરૂણતા કંઠમાં એકત્ર થઇ છેવટે પ્રવાહી રૂપ લઈ નેત્ર દ્વારા પ્રકાશમાં આવી. વિજયવતીની આંખમાંથી આંસુનાં થોડાંક ટીપાં સરી પડયાં.

વિજયવતીએ પ્રભુ પાસે એ વખતે માગ્યું કે આંસૂનાં એ ટીપાં છેક નીચે પહોંચે ને પાણીને અભાવે મરવા પડેલા એ વીર સેનાપતિના મુખમાં એ આંસૂ પ્રવેશી તેની જીભને ભીની કરે.

પણ ના–વિધિ એ ક્યાં માને તેમ હતી? એ આંસૂ તો કાળી ઓરડીની એ બારીના શુષ્ક શ્યામ પત્થર પર પડયાં ને સરી ગયાં. પત્થર ભીનો થયો, પણ હાય! તેના પ્રાણથી પણ અધિકતર એ અંબરની જીભ ભીની ન જ થઈ!

પુનઃ તેણે અંબર પ્રતિ જોયું. તે હવે સાદડી તરફ નીચું જોઈ બેઠો હતો. આવી અવસ્થામાં પણ તેનું ધૈર્ય, તેની અડગ શ્રદ્ધા, તેની અપ્રતિમ વીરતા; એ સર્વ જાણે તેના શરીરના પ્રત્યેક અવયવોમાંથી નીતરતાં હોય એવી રાજકન્યાને કલ્પના થઇ.

તે જોઈ રહી—જોઇ જ રહી–એ રૂપ, એ વીરતા કરમાયા છતાં કેટલાં મોહક હતાં?

અંબરે પુન: તેના તરફ જોયું, વિજયવતીનું અંતર પશ્ચા-ત્તાપથી કોરાઇ જવા લાગ્યું; અંબરનાં સર્વ દુઃખનું મૂળ શું એ હતી—હતી જ! ને એ વિચારે તેનું હૃદય શેકાઇ જવા